# નવો અવતાર

[ વાર્તા ]

તૃતીય ખંડ

અનુવાદક
વિશ્વનાથ મગનલાલ ભટ્ટ




પ્રકાશક
પ્રસ્થાન કાર્યાલય
અમદાવાદ

૧-૦-૦

પ્રકાશક
રણછોડજી કેસુરભાઇ મીસ્ત્રી
પ્રસ્થાન કાર્યાલય
અ મ દા વા દ





પ્રથમ આવૃત્તિ




મુદ્રક
ગોવિન્દલાલ મોહનલાલ જાની
શ્રી કૃષ્ણ પ્રિન્ટરી
રતનપોળ : અમદાવાદ

માણસોને પીડી રહેલા ભયંકર અનર્થમાંથી ઉગરવાનો એક ને અચૂક ઉપાય એ જ છે કે તેમણે સદાએ પોતે ઈશ્વરના અપરાધી છે અને તેથી બીજાં માણસોને સજા કરવા કે સુધારવાનો અધિકાર ધરાવતાં નથી એ સત્ય સ્વીકારીને લક્ષમાં રાખવું. કારાવાસો ને જેલોમાં જે ભારે અનર્થ થઈ રહ્યો છે અને જે શાન્ત સ્વાસ્થ્યભરી આત્મપ્રતીતિપૂર્વક આ અનર્થ બધાં માણસો આચરી રહ્યાં છે તે, જાતે દુષ્ટ હોવા છતાં દુષ્ટજનોને સુધારવાનો જે અશક્ય યત્ન તેઓ કરી રહ્યાં છે તેના પરિણામરૂપ છે. દુર્ગુણી મનુષ્યો બીજાં દુર્ગુણી મનુષ્યોને સુધારવા મથી રહ્યાં છે, અને કૃત્રિમ યાંત્રિક ઉપાયો યોજીને પોતે એ સુધારણાકાર્ય કરી શકશે એમ માની રહ્યાં છે. અને આ બધાનું પરિણામ એ આવ્યું છે કે ગરજુ લોભિયાં માણસોએ બીજાંને સજા કરી સુધારવાના આ દાંભિક કાર્યને પોતાનો ધંધો બનાવી દીધેલ છે, અને તેને લીધે જાતે સર્વથા ભ્રષ્ટ બનીને, પોતે જેમને પીડી રહ્યાં છે તેમને પણ તેઓ સતત રીતે ભ્રષ્ટ બનાવી રહ્યાં છે. આ બધો ભયંકર ત્રાસ શામાંથી ઉદ્‌ભવે છે અને આ ત્રાસને નિર્મૂળ કરવા શાં પગલાં લેવાં જોઈએ એ આ ઉપરથી હવે સ્પષ્ટ જોઇ શકાય છે. એ પ્રશ્નનો ઉત્તર ઇસુ ખ્રિસ્તે પીટરને આપ્યો હતો તે જ છે. તે ઉત્તર તે એ કે સદાય માફી આપવી, સૌને માફી આપવી, ને અનન્ત વાર માફી આપવી, કેમકે જાતે અપરાધી ન હોય એવું એક પણ માણસ નથી અને તેથી બીજાંને સજા કરી શકે કે સુધારી શકે એવું પણ એક પણ માણસ નથી.

—ટૉલ્સ્ટૉય

The only certain means of salvation from the terrible evil from which men are suffering is, that they should always acknowledge themselves to be guilty before God, and therefore unable to punish or reform others. The dreadful evil in prisons and jails, and the quiet self-assurance of the perpetrators of this evil, result from men attempting what is impossible : to correct evil while themselves evil. Vicious men are trying to reform other vicious men, and think they can do it by using mechanical means. And the result of all this is that needy and covetous men having made a profession of this pretended punishment and reformation of others, themselves become utterly corrupt, and unceasingly corrupt also those whom they torment. Now one sees clearly whence come all the horrors, and what ought to be done to put an end to them. The answer to the question is the same that Christ gave to Peter. It is to forgive always, every one, to forgive an infinite number of times, because there are none who are not themselves guilty, and therefore none who can punish or reform.

—Tolstoy

# નિવેદન

**ભગીરથને** તો પોતાના ભસ્મીભૂત પૂર્વજોને ઉદ્ધારે એવો પુણ્યપ્રવાહ આખરે સ્વર્ગમાંથી મળી ગયો, પણ આ માનવજાતિ નિત્ય શોકમોહના અગ્નિમાં સતત રીતે શેકાઈ રહી છે, તેને એમાંથી ઉદ્ધારે એવો કોઈ પુણ્યપ્રવાહ વિશ્વમાં ક્યાંયે હશે કે નહિ એ પ્રશ્ન સેંકડો વરસોથી જગતના ચિંતકોને મૂંઝવી રહ્યો છે અને બુદ્ધ જેવા સરળ વત્સલ હૃદયના મહાપુરુષોને તો તેણે રાજપાટનાં સહજ મળેલાં સુખોનો પણ ત્યાગ કરીને એવું કોઈ રહસ્ય શોધી કાઢવા જીવનભર ભટકતા કર્યા છે. ટોલ્સ્ટોય પણ એ જ જમાતના જોગી હતા. આશ્ચર્ય જેવું છે કે એ પ્રશ્ને છેક બચપણથી એમનું ચિત્ત આકર્ષેલું: એ પાંચેક વરસના હતા ત્યારે એમના મોટાભાઈ નિકોલસે એમને કહેલું કે દુનિયામાં અત્યારે જે જાતજાતના વિખવાદ, ક્લેશકંકાશ, ને પાર વિનાનાં દુઃખો પ્રવર્તી રહ્યાં છે તે સર્વ નાબૂદ કરી માનવજાતિને સર્વથા સુખી કરે એવો ગુપ્ત મંત્ર પોતાને લાધ્યો છે અને પોતે એ મંત્ર એક લીલી સોટી પર લખી તે સોટી પોતાની જાગીરનીપડોશના એક નાળાને કાંઠે દાટેલ છે. આ ગુપ્ત મંત્ર પ્રકટ થયા પછી માનવજાતિ કેવી સુખી થશે એનો આછો ખ્યાલ આપવા માટે નિકોલસે 'કીડીભાઇચારા 'ની એક રમત પણ યોજેલી. કીડીઓ મોટા સમૂહમાં સાથે રહે છે, છતાં ખૂબ પ્રેમમાં ભારે સુલેહસંપથી રહે છે એ વાત જાણીતી છે. પોતાને મળેલો ગુપ્ત મંત્ર માનવીઓ

જાણે તો તેઓ પણ એવા જ પ્રેમમય બંધુભાવથી રહે ને અત્યારનાં સઘળાં દુઃખોનો અંત આવે એમ નિકોલસે કહેલું અને તે સમજાવવા તેણે આ રમત ટૉલ્સ્ટૉય વગેરે પોતાના ભાંડુઓને શીખવેલી. પછી તો ટૉલ્સ્ટૉય મોટા થયા, ધનાઢ્ય બન્યા, ને એશઆરામમાં પડ્યા, પણ બાલમાનસ પર પડેલા કેટલાક સંસ્કારો કદી ભૂંસાતા નથી તેમ આ લીલી સોટીની વાત તે કદી ભૂલી શક્યા નહિ એવી કોઇ ભૌતિક સોટી તો હોઇ શકે નહિ એ વસ્તુ તો તે તરત જ સમજી ગયા, પણ ભૌતિક નહિ તો આધ્યાત્મિક જગતમાં તો એવી કોઈ સોટી અવશ્ય હોવી જ જોઈએ એવી એમની અંતકાળ સુધી અવિચળ શ્રદ્ધા રહેલી, અને એ શ્રદ્ધાના પ્રતીક રૂપે જ એમણે એમ ઠરાવેલું કે અવસાન બાદ પોતાનું શબ ક્યાંક તો દફનાવવું જ પડશે, તો પછી તે નિકોલસે જ્યાં પેલી રહસ્યાંકિત લીલી સોટી દાટ્યાનું કહેલું તે નાળાને કાંઠે જ દફનાવવું. એમનું સમસ્ત જીવન પણ આ લીલી સોટી–જગત પરના સઘળા અનર્થોને નિર્મૂળ કરી સર્વને સુખી કરે એવું આ અમોઘ આધ્યાત્મિક રહસ્ય—શોધી કાઢવાના અવિરત મથન સિવાય બીજું કાંઇ જ નહોતું. અને એમની સાહિત્યકૃતિઓ પણ આ રહસ્યના અન્વેષણ પ્રકાશનના એમના યત્નોના કલાત્મક આલેખન જેવી જ છે. આ ખંડ સાથે પૂરી થતી આ 'નવો અવતાર' નામે એમની વાર્તા એમની અંતિમ ઉત્તરાવસ્થાની કૃતિ છે, તેથી જે સત્યની ઝાંખી કરવા એ જીવનભર મથેલા તે સત્ય એમાં અસાધારણ સર્જક-શક્તિથી અને વિરલ વેધકતાથી એમણે મૂર્ત કર્યું છે, એટલે આ આછાપાતળા અનુવાદના રૂપમાં પણ ગુજરાતી વાચકવર્ગને તે લાંબા કાળ સુધી આકર્ષ્યા કરી ઉન્નત જીવનની પ્રેરણા પાયા કરશે એ આશા વધુ પડતી નથી.

ભાવનગર
માઘ વ. ૫, ૯૦

**વિશ્વનાથ મગનલાલ ભટ્ટ**

# નવો અવતાર

[ તૃતીય અંક ]

પછી આવ્યો પીટર, અને એણે તેમને કહ્યું: નાથ, મારો ભાઈ મારી વિરુદ્ધ કેટલી વાર પાપાચરણ કરે છતાં મારે માફી આપવી ?—કેટલી સાત વાર કરે ત્યાં સુધી ? એટલે જિસસ એને કહેતા હવાઃ હું તને કહેતો નથી કે સાત વાર; પણ હું તો કહું છું કે, સિત્તેર ગુણ્યા સાત વાર. —મેથ્યુ ૧૮, ૨૧-૨

અને તારા ભાઈની આંખમાં જે નાનું કણું છે એ તું કેમ જુએ છે, ને તારી પોતાની આંખમાં જે મોટું ડૂલું છે એનો વિચાર કેમ નથી કરતો ? —મેથ્યુ ૮, ૩

તમારામાંથી કોઈ પુરુષ નિષ્પાપ હોય તે એ બાઈ પર પહેલો પથ્થર મારે. —જોન ૮, ૪૦

શિષ્ય કંઇ પોતાના ગુરુ કરતાં સવાયો નથી; પણ દરેક જણ જ્યારે પરિપૂર્ણ બનશે ત્યારે પોતાના ગુરુ જેવો બની જશે.

—લ્યૂક ૬, ૪૦

# પ્રકરણ પહેલું

**માસ્લોવાવાળી** કેદીઓની ટુકડી ત્રણેક હજાર માઇલ વટાવી ગઇ હતી. પર્મ શહેર સુધી માસ્લોવા બીજા ફોજદારી ગુનેગારોના સાથમાં રેલ્વેરસ્તે તથા દરિયારસ્તે આવી હતી. આંહીં પર્મ શહેરમાં જ નેખ્લ્યુડોફ તેને રાજકીય કેદીઓના સાથમાં પ્રવાસ કરવા દેવાની પરવાનગી મેળવી શકયો. આ રાજકીય કેદીઓમાં વેરા ડુખોવા પણ હતી, ને તેણે જ માસ્લોવાની આ જાતની ફેરબદલી કરવાની નેખ્લ્યુડોફને સલાહ આપી હતી.

પાર વિનાની ગિરદી, ગંદકી તેમ પળવાર જંપવા ન દે એવા માંકડ મચ્છર આદિ જંતુઓને લીધે તથા એવા જ ત્રાસદાયક પુરુષજંતુઓને લીધે પર્મ સુધીનો માસ્લોવાનો પ્રવાસ શારીરિક તેમ માનસિક ઉભય દૃષ્ટિએ તેની પૂરેપૂરી કસોટી કરે એવો નીવડ્યો હતો. જંતુઓની પેઠે પુરુષો મુકામે મુકામે બદલાતા હતા, પણ દરેક સ્થળે તે સરખો જ ત્રાસ આપતા હતા. જ્યાં જાય ત્યાં આ પુરુષજંતુઓ તેને ટોળામોઢે ઘેરી વળતા, અને તેને ઘડીવાર પણ જંપવા દેતા નહિ. કેમકે સ્ત્રીકેદીઓ, પુરુષકેદીઓ, જેલરો ને રક્ષકસૈનિકો એ સઘળાંમાં એક પ્રકારની નફ્ફટ, વકતાભરી

ભ્રષ્ટતા એવી ઘર કરી બેઠી હતી કે સ્ત્રીને જો પોતાના સ્ત્રીત્વનો ઉપયોગ કે વિક્રય ન કરવો હોય તો તેને સતત રીતે સાવચેત રહેવું પડતું. ને આ પ્રમાણે સતત રીતે ધાસ્તી ને શિયળરક્ષણ અર્થેના મંથનની મનોદશામાં તથા પરિસ્થિતિમાં રહેવું એ માસ્લોવાની કપરી કસોટી કરે એવું હતું. તેમાં વળી માસ્લોવા તો ખાસ દેખાવડી હતી, અને તેના ભૂતજીવનની સૌને જાણ હતી, એટલે ખાસ કરીને તે તો આવાં આક્રમણોનો વિશેષ ભોગ બનતી હતી. અને આવાં સઘળાં આક્રમણો—પુરુષોની આવી સઘળી આગ્રહભરી માગણીઓ—નો તે હવે મક્કમ રીતે પ્રતીકાર કરતી હતી એટલે એને લીધે તે સૌ પુરુષોને અપમાન જેવું લાગતું હતું અને તેથી આ કામવૃત્તિને સ્થાને તેના પ્રત્યે તે બધા પુરુષોના ચિત્તમાં એક પ્રકારની ખાર ને અદાવતની લાગણી ઉત્પન્ન થતી હતી. પણ તેની સ્થિતિની વિષમતા **થી**ઓડોસિયા તથા ટારાસના સંગાથને લીધે કંઇંક કમી થઇ હતી; કેમકે પોતાની બૈરીને થતી કનડગતની બાતમી મળતાં તેનું રક્ષણ કરવા માટે ટારાસ નિઝની નોવગરોડમાં સ્વેચ્છાએ પકડાઇ ગયો હતો, અને તેથી અત્યારે તે આ કાફલા જોડે કેદી તરીકે પ્રવાસ કરી રહ્યો હતો.

માસ્લોવાને જ્યારે રાજકીય કેદીઓના સાથમાં જોડાવાની પરવાનગી મળી ત્યારે તેની સ્થિતિ પહેલાં કરતાં સર્વ પ્રકારે ઘણી સહ્ય બની, કેમકે રાજકીય કેદીઓને બીજાં કરતાં ખોરાક સારો મળતો તેમ બીજી સગવડો પણ વિશેષ મળતી, અને તેમના તરફનું વર્તન પણ વિશેષ સભ્ય રહેતું. તેમાં વળી માસ્લોવાને તો ખાસ લાભ એ થયો કે આંહીં હવે તેને પુરુષો કનડી શકે એવું નહોતું, અને એ દ્વારા પોતે જેને સર્વથા વીસરી જવા માગતી હતી તે પોતાના ભૂતજીવનનું કોઇ પણ લેશમાત્ર સ્મરણ ન કરાવે એ રીતે જીવન ગુજારવું તેને માટે હવે શક્ય બન્યું હતું. અને

આ બધા કરતાં પણ આ ફેરફારથી સૌથી મોટો લાભ તો તેને એ થયો કે એ દ્વારા તે કેટલીક એવી વ્યક્તિઓના સંબંધમાં આવી જેમની તેના ચારિત્ર્ય પર સ્પષ્ટ ને અત્યંત હિતાવહ અસર થઈ.

મુકામ કરવાનો આવે ત્યાં તો બધે માસ્લોવાને રાજદ્વારી કેદી સાથે રહેવા દેતા હતા, પણ તે શરીરે લઠ્ઠ ને તંદુરસ્ત હતી, એટલે મુસાફરી કરતી વખતે તેને ફોજદારી ગુનેગારો સાથે કૂચ કરવી પડતી. ટોમ્સ્ક પછીનો સઘળો પંથ તેણે આ રીતે ચાલતાં કાપ્યો. તેની પેઠે બીજા બે રાજદ્વારી કેદીઓ પણ ગુનેગારોના ટોળા સાથે ચાલતા હતા. આમાં એક તો, નેખ્લ્યુડોફ ડુખોવાને જેલમાં મળવા ગયો ત્યારે એનું લક્ષ ખેંચનારી પેલી આકર્ષક આસમાની આંખોવાળી સુંદર બાળા મેરી પાવલોવ્ના શ્ચેટિનિના હતી, અને બીજો પણ, એ જ મુલાકાત દરમિયાન નેખ્લ્યુડોફે દેખેલો સાઇમનસન નામે કાળા વીખરાએલા વાળવાળો ને ઊંડી આંખોવાળો જુવાન હતો. તેને યાકુત્સ્ક જિલ્લામાં દેશનિકાલ કરવામાં આવ્યો હતો, એટલે અત્યારે તે ત્યાં જવા સૌના સાથમાં મજલ કરી રહ્યો હતો. મેરી પાવલોવ્ના પગપાળી ચાલતી હતી તેનું કારણ એ હતું કે ગાડામાં પોતાની જે જગા હતી તે તેણે એક ગુનેગાર બાઈ સગર્ભા હતી તેને આપી દીધી હતી, અને સાઇમનસન ચાલતો હતો તેનું કારણ એ હતું કે અમુક જ વર્ગને મળે એવા કોઇ ખાસ હક્કનો લાભ લેવો એ તેને યોગ્ય નહોતું લાગતું; એટલે આ ત્રણે જણ, પાછળ મોડેથી ગાડામાં બેસીને આવનારા રાજકીય કેદીઓ પહેલાં ફોજદારી ગુનેગારો સાથે સવારમાં વહેલાં ચાલી નીકળતાં. છેલ્લી મજલને અંતે તેઓ એક મોટા શહેરમાં આવી પહોંચ્યાં ત્યારે પણ તેમણે આ રીતે જ મુસાફરી કરી હતી. આ શહેરમાં એક નવા રક્ષક અધિકારીએ આ કાફલાનો હવાલો લીધો.

સપ્ટેમ્બર માસ ચાલતો હતો. વરસાદને લીધે સઘળે પાણી પાણી થઇ ગએલું એવે એક મળસ્કે ઠંડા પવનનાં ઝાપટાં એકાએક આવવા માંડયાં હતાં ને વરસાદ તથા બરફની ઝડીઓ વારાફરતી વરસી રહી હતી. કેદીઓનો આખો કાફલો (આશરે ચારસો આદમી ને પચાસ ઓરતોનો કાફલો) ઉતારાના ચોગાનમાં ક્યારનો એકઠો થઇ ગયો હતો. કેટલાક કેદીઓ મુખ્ય રક્ષક અધિકારીની આસપાસ ટોળે મળ્યા હતા. આ અધિકારી ખાસ ચૂંટેલા કેદીઓને બે દિવસની ખાધાખોરાકીની રકમ બાકીના કેદીઓમાં વહેંચી દેવા ગણી આપતો હતો; ત્યારે બીજી બાજૂ, બીજા કેટલાક કેદીઓ ચોગાનમાં ખાવાનું વેચવા પેસવા દીધેલી એવી કેટલીક વેપારી બાઈઓ પાસેથી ખોરાકની ચીજો ખરીદી રહ્યા હતા. આ રીતે કેદીઓ પોતાને મળેલી રકમ ગણતા હતા તેમ ખરીદી કરતા હતા તેનો તથા ખોરાક વેચી રહેલી બાઇઓનો અવાજ સાંભળી શકાતો હતો.

કાટુશા ને મેરી પાવલોવ્ના એ બન્નેએ ઢીંચણ સુધીના જોડા તથા ઊનની રૂંવાટીના ટૂંકા ડગલા પહેરી લીધા હતા તથા માથે શાલ બાંધી દીધી હતી. આવે વેશે તે બન્ને ઓરડામાંથી ચોગાનમાં આવ્યાં. ચોગાનમાં પેલી બાઇઓ ઓતરાતી દીવાલથી પવનમાં ઓથ મળે એવી રીતે બેઠી બેઠી પોતાનો માલ વેચવામાં અંદર અંદર હરીફાઇ કરી રહી હતી. એમને વેચવાના માલમાં માંસની જાત જાતની ઊની ઊની વાનીઓ, મચ્છી, ઈંડાં, દૂધ વગેરે હતું ને એકની પાસે તો વળી ડુક્કરનું ભૂંજેલું માંસ પણ હતું.

સાઇમનસન પણ, પોતાનું રબ્બરનું જાકીટ ચડાવી અને અર્ધ ઊનનાં મોજાં પર રબ્બરના મોટા જોડા (આહારવિહારમાં તે અહિંસાવાદી હતો, તેથી મારેલા ઢોરના ચામડાનો ઉપયોગ

નહોતો કરતો ) પહેરીને, કાફલો ઊપડે તેની રાહ જોતો ચોગાનમાં ઊભો હતો. દ્વારમાર્ગમાં ઊભો ઊભો તે પોતાની નોંધપોથીમાં પોતાને સ્ફુરી આવેલો એક વિચાર ટપકાવી લેતો હતો. તેણે જે ટપકાવ્યું તે આ હતું: 'કોઇ જંતુ જો માનવીના નખની નિરીક્ષણ-પૂર્વક તપાસ કરે, તો તે તેને નિરિન્દ્રિય દ્રવ્ય કહે; આપણે પણ આ પૃથ્વીના સંબંધમાં એવું જ કરીએ છીએ: એનું ઉપલું પડ તપાસીને કહીએ છીએ કે તે નિરિન્દ્રિય દ્રવ્ય છે. પણ એ વાત ખોટી છે.'

ઇંડાં, રોટલી, મચ્છી, ભાખરી વગેરે ખરીદીને તે બધું માસ્લોવા પોતાની થેલીમાં ભરતી હતી, અને મેરી પાવલોવ્ના વેપારી બાઇઓને પૈસા ચૂકવતી હતી. એવામાં ગુનેગારોના ટોળામાં કંઇક હિલચાલ શરૂ થઇ. સૌ શાંત થઇ ગયા અને પોતપોતાની જગાએ ગોઠવાવા લાગ્યા. પછી અમલદાર બહાર આવ્યો અને ઊપડતા અગાઉ અંતિમ હુકમ તેણે આપ્યો.

બધું કામ રાબેતા મુજબ ચાલ્યું. કેદીઓની ગણતરી કરવામાં આવી, તેમના પગની બેડીઓની તપાસ કરવામાં આવી, અને બબ્બેની જોડીમાં ચાલવાના હતા તે કેદીઓને હાથકડીઓથી જોડી દેવામાં આવ્યા. પણ ત્યાં એકાએક એ અમલદારનો ત્રાડ નાખીને કંઇક કહેતો રોષભર્યો સત્તાવાહક સ્વર સંભળાયો, તેમ જ એક ધપ્પો પડયાનો તથા કોઇ બચ્ચું રડયાનો અવાજ પણ સાથે સાથે સંભળાયો. પળવાર સૌ ચૂપ થઈ ગયાં, અને પછી ટોળામાંથી ખાલી બબડાટનો અવાજ આવ્યો. એટલે માસ્લોવા ને મેરી પાવલોવ્ના આ અવાજ આવતો હતો તે દિશામાં ગયાં.

# પ્રકરણ બીજું

**મેરી પાવલોવ્ના** અને ફાટુશા એ સ્થળે પહોંચ્યાં તો આ પ્રમાણે જોયું. એ અમલદાર ફાંકડી મૂછોવાળો લઠ્ઠ આદમી હતો. અત્યારે તે ભવાં ચડાવીને ભયંકર અપશબ્દો બોલતો ઊભો હતો, અને એક કેદીના મોં પર તમાચો મારવાથી ઈજા પામેલા પોતાના હાથની હથેળી પંપાળી રહ્યો હતો. તેની સામે એક ઊંચો દૂબળો કેદી અડધે બોડાવેલે માથે ઊભો હતો. તેણે ઝભ્ભો પહેર્યો હતો તે તેને ટૂંકો પડતો હતો, અને ચોરણો પહેર્યો હતો તે તો વળી ઝભ્ભાથી પણ ટૂંકો હતો. અત્યારે તે એક હાથે મોંમાંથી નીકળતું લોહી લૂછી રહ્યો હતો તથા બીજે હાથે શાલમાં લપેટાએલી ને ચીસો નાખતી એક નાનકડી છોકરીને તેણે પકડી રાખી હતી.

'તને ખબર પાડું (ભૂંડી ગાળ). દલીલ કરવી એટલે શું એ તને શીખવું (ફરી વળી ભૂંડી ગાળ). તારે એ છોકરી બૈરીઓને સોંપી દેવાની છે, બસ!' અમલદારે હાક મારી. 'ચાલો હવે!'

આ કેદીની બૈરી ટોમ્સ્કમાં ટાઇફોઇડને લીધે ગુજરી ગઈ હતી, એટલે ટોમ્સ્કથી આંહીં સુધીની સઘળી મુસાફરી દરમિયાન તે (તેને તેના ગામની પંચાયતે દેશનિકાલ કર્યો હતો) પોતાની નાનકડી દીકરીને તેડીને ચાલતો હતો. પણ અમલદારે હવે તેને હાથે બેડી પહેરાવવાનો હુકમ આપ્યો હતો. આથી ગુનેગારે ખુલાસો

કર્યો કે પોતાને જો બેડી પહેરાવવામાં આવશે તો પછી પોતે છોકરીને તેડી શકશે નહિ, પણ આ ખુલાસાથી એ અમલદાર ગુસ્સે થયો; કેમકે આજે દૈવયોગે તેનો મિજાજ ઠેકાણે નહોતો, અને તેથી ગુસ્સામાં તેણે આ પીડાકારી કેદીને પોતાના હુકમનો અનાદર કર્યા બદલ શિક્ષા કરી.[1]

આ રીતે શિક્ષા પામેલા કેદીની પડખે એક રક્ષક સૈનિક કાળી દાઢીવાળા એક કેદીને પકડીને ઊભો હતો. આ કેદીના એક હાથમાં હાથકડી રાખેલી હતી, અને તે ભવાં નીચેથી ઘડીકમાં આ શિક્ષા પામેલા ને નાનકડી છોકરીવાળા કેદી ભણી તો ઘડીકમાં તે અમલદાર ભણી ખેદભરી દૃષ્ટિ કરી રહ્યો હતો. અમલદારે તે છોકરી લઇ લેવાનો એ સૈનિકને ફરીથી હુકમ કર્યો એટલે કેદીઓની અંદરનો બબડાટ વધુ સ્પષ્ટ બન્યો.

'ટોમ્સ્કથી તે આંહીં સુધી તો કોઇએ હાથકડી પહેરાવી નહોતી,' પાછલા ભાગમાંથી એક ઘોઘરો અવાજ આવ્યો. 'છોકરુ છે, કંઈ કુરકુરિયું નથી.'

'છોડીને ને એને શું લાગે વળગે છે? એવો કંઇ કાયદો નથી,' કોઇ બીજો બોલ્યો.

'કોણ બોલ્યું એ?' જાણે વીંછીનો ડંખ લાગ્યો હોય એવી રીતે એ અમલદારે એકદમ ત્રાડ નાખી અને ટોળામાં ધસ્યો. 'ઊભો રહે, કાયદો કેવો છે એની હું તને સમજણ પાડું. કોણ બોલ્યું એ? તું? તું?'

૧. ડી. એ. લિન્યેફે 'હદપારી' નામે પુસ્તકમાં વર્ણવેલો આ પ્રસંગ છે. ટોલ્સ્ટોય

'એકેએક જણ એમ બોલે છે, કેમકે—' એક ઢીચકા, પહોળા મોંના કેદીએ કહ્યું.

તે પૂરું બોલી રહે એ પહેલાં તો અમલદારે તેને બન્ને હાથે મોં પર તમાચા લગાવ્યા. 'બંડ કરવું છે કેમ? બંડ કેમ થાય છે એ બતાવીશ હું તમને. કુત્તાની જેમ ગોળીથી વીંધી નખાવીશ, ખબર છે? ને સરકાર તો એથી ઊલટી રાજી જ થશે. લઈ લે છોકરીને.'

ટોળું ચૂપ રહ્યું. એક રક્ષક સૈનિકે આવી ભયંકર ચીસો નાખતી છોકરી એ કેદી આગળથી ખૂંચવી લીધી. અને બીજા સૈનિકે આવી તેને હાથકડી પહેરાવવા માંડી. એ કેદી હવે હુકમને તાબે થઈ નમ્ર રીતે હાથ ધરીને હાથકડી પહેરવા લાગ્યો.

'બૈરીઓમાં લઈ જા એ છોકરીને,' કમરબંધ કસતાં કસતાં અમલદારે હાક મારી.

પેલી છોકરીનો ચહેરો તો લાલચોળ બની ગયો હતો, અને શાલમાં વીંટળાએલા પોતાના હાથ, સતત રીતે ચીસો નાખતી નાખતી તે મોકળા કરવા મથતી હતી. આ વખતે મેરી પાવલોવ્ના ટોળામાંથી આગળ આવી અને અમલદાર કને ગઈ.

'એ છોકરીને તેડવાની મને રજા છે આપની?' તેણે પૂછ્યું.

'તમે કોણ છો?' અમલદારે પૂછ્યું.

'રાજકીય કેદી.'

મેરી પાવલોવ્નાનો ફૂટડો ચહેરો અને તેની સુંદર મોટી આંખો (અમલદારે તેને અગાઉ—આ કેદીનો કાફલો તેને સોંપવામાં આવ્યો ત્યારે—જોઈ હતી) એ બન્ને વસ્તુએ અમલદાર પર સ્પષ્ટ અસર કરી. જાણે તેની વાત પર વિચાર કરતો હોય એવી રીતે તે એને મૂંગો મૂંગો જોઈ રહ્યો, અને પછી બોલ્યો: 'મને વાંધો

નથી; તેડવી હોય તો તેડો. તમને બધાને એમ દયા બતાવવાનું સહેલાઇથી સૂઝે ને પાલવે એમ છે; પણ એ કેદી નાસી ગયો તો પછી કયો કાકો એનો જવાબ આપવાનો હતો?'

'કાખમાં બચ્ચું હોય ને શી રીતે નાસી જાય?' **મેરી પાવલોવ્નાએ** કહ્યું.

'તમારી સાથે વાત કરવાની મને ફુરસદ નથી. તમારે લઈ જવી હોય તો લઇ જાઓ એને.'

'ત્યારે હું છોકરી આમને આપી દઉં?' સૈનિકે પૂછ્યું.

'હા, આપી દે.'

'મારી આગળ આવ,' છોકરીને પટાવીને પોતાની પાસે આણવા **મેરી પાવલોવ્નાએ** કહ્યું.

પણ સૈનિકના હાથમાં રહેલી છોકરી પોતાના બાપ આગળ જવા માટે હાથ લંબાવવા તથા સતત રીતે ચીસો નાખવા લાગી અને કેમે કરી **મેરી પાવલોવ્ના** કને ગઇ નહિ.

'જરા ઊભાં રહો, **મેરી પાવલોવ્ના**' થેલીમાંથી ગળી રોટલી કાઢતાં કાઢતાં **માસ્લોવાએ** કહ્યું. 'એ મારી કને આવશે.'

એ છોકરી **માસ્લોવાને** ઓળખતી હતી, એટલે એ **માસ્લોવાનું** મોં તથા પેલી ગળી રોટલી દેખી તેથી તેની આગળ ગઇ.

સઘળે શાન્તિ ફેલાઇ ગઈ. દરવાજો ખૂલ્યો, એટલે કાફલો બહાર જઇ હારબંધ ગોઠવાવા લાગ્યો. રક્ષકદળે કેદીઓને ફરીવાર ગણી જોયા. થેલા બધા ગાડામાં ભરી દીધા અને નબળા કેદીઓને તેમની ઉપર બેસાડ્યા. **માસ્લોવા** પેલી છોકરીને કાખમાં તેડીને બૈરીઓમાં **થી**ઓડોસિયાની પડખે ગાડામાં બેઠી. આ બધો વખત જે ચાલી રહ્યું હતું તે જોઇ રહેલો **સાઈમનસન** હવે લાંબાં મક્કમ પગલાં ભરતો અમલદાર પાસે આવ્યો. અમલદારે બધી આજ્ઞાઓ

વર્ગના પક્ષનાં અને ઉમરાવવર્ગના વિરોધી હતાં, અને જોકે તેઓ પોતે તો તે ઉપલા ઉમરાવવર્ગમાં જન્મ્યાં ઊછર્યાં હતાં, તોપણ આમવર્ગના હિતને ખાતર તેમણે પોતાના ખાસ હક્કો, પોતાનું સ્વાતંત્ર્ય, અને પોતાનું જીવન સુદ્ધાં સમર્પી દીધું હતું. અને મુખ્યત્વે કરીને આ કારણે જ તેઓ એને પ્રશંસા ને પૂજા-પાત્ર લાગતાં હતાં.

આ બધાં નવાં સોબતીઓ તેને ગમતાં હતાં, પણ તેમાંએ મેરી પાવલોવ્ના તેને ખાસ ગમતી હતી; મેરી પાવલોવ્ના તો તેને ગમતી હતી એટલું જ નહિ પણ એને માટે તો તેને માન ને ભક્તિભાવભર્યો વિશિષ્ટ પ્રકારનો પ્રેમ હતો. આ સુંદર બાલા ત્રણ તો ભાષાઓ જાણતી હતી ને ધનાઢ્ય સેનાપતિની પુત્રી હતી, છતાં પોતાનો તવંગર ભાઇ પોતાને માટે જે કંઈ મોકલતો તે સઘળું તે બીજાંને આપી દેતી, અદનામાં અદના મજૂર છોકરીના જેવું જીવન ગાળતી, અને પોતાના દેખાવ પર જરાએ લક્ષ ન આપતાં કેવળ સાદાં જ નહિ પણ સાવ ગરીબ માણસના જેવાં કપડાં પહેરતી હતી—એ બધી વાતથી તેના પર ભારે અસર થઇ. ખાસ કરીને એના આ ચારિત્ર્યલક્ષણથી—વેશની ટાપટીપ અને નખરાંબાજીનો સદંતર અભાવ એ ચારિત્ર્યલક્ષણથી—માસ્લોવાને વિશેષ આશ્ચર્ય થયું અને એ જ કારણે એ તેને આકર્ષક થઈ પડી.

માસ્લોવા જોઇ શકતી હતી કે પોતે સુંદર છે એ વાત મેરી પાવલોવ્ના જાણતી હતી અને જાણીને આનંદ પામતી હતી, છતાં પોતાના રૂપની પુરુષો પર જે અસર થતી તે એને જરાએ ગમતી નહોતી; એને તો એથી ઊલટી ધાસ્તી પેદા થતી હતી અને કોઇ પણ પ્રકારે પ્રેમમાં પડવાની વાતનો તો એને ચોખ્ખો

ડર અને અણગમો હતો. એના પુરુષમિત્રો આ વાત જાણતા હતા, એટલે એની સાથે કદી પ્રેમમાં પડતા નહિ—અથવા, પડતા તો કોઇ રીતે એ હકીકત જણાવા દેતા નહિ, પણ ગુપ્ત જ રાખતા અને કોઈ પુરુષ પ્રત્યે રાખે તેવું જ વર્તન તેના પ્રત્યે રાખતા. એના મિત્ર નહોતા એવા ત્રાહિત પુરુષો એને કનડતા ખરા, પણ એનામાં ભારે અંગબળ હતું, ને એ અંગબળનું એને અભિમાન પણ હતું, એટલે આવા પુરુષોની સામે તે એને બહુ ખપનું થઈ પડતું.

'એક વાર એવું બન્યું' હસતાં હસતાં એણે કાટુશાને કહ્યું, 'કે મહોલ્લામાં એક આદમી મારી પાછળ પડ્યો તે કોઇ રીતે મારો પીછો જ છોડતો નહોતો. આખરે મેં તેને એવો હડબડાવ્યો કે તે બીને ઊભી પૂછડીએ નાસી જ ગયો!'

એના કહેવા મુજબ, એ ક્રાન્તિકારી બની તેનું કારણ એ હતું કે તવંગર લોકોની રહેણીકરણી તરફ એને બચપણથી જ કંટાળો હતો, અને આમવર્ગના લોકોની રહેણીકરણી જ એને પહેલેથી ગમતી હતી. દીવાનખાનાને બદલે એ પોતાનો સઘળો સમય નોકરોના ખંડમાં, રસોડામાં કે તબેલાઓમાં ગાળતી એ કારણે એના વડીલો એને સદા ઠપકો આપતા.

'પણ રસોયા ને ગાડીવાનોના સાથમાં મને સદાએ મજા પડતી, ને બાનૂઓ તેમ ગૃહસ્થોનો સાથ મને સદાએ સૂકો લૂખો નીરસ લાગતો,' એણે કહ્યું. 'પછી તો, બધી વાતની મને સમજ પડતી ગઇ એટલે મેં જોયું કે અમારું જીવન બધી રીતે ખોટું જ છે. મારે મા તો હતી નહિ, અને મારા પિતાનો મને બહુ હેડો નહોતો, એટલે ઓગણીસ વરસની થઈ ત્યારે હું ઘરમાંથી ચાલી નીકળેલી અને એક બહેનપણીના સાથમાં કારખાનામાં મજૂર તરીકે કામ કરવા લાગેલી.'

વર્ગના પક્ષનાં અને ઉમરાવવર્ગના વિરોધી હતાં, અને જોકે તેઓ પોતે તો તે ઉપલા ઉમરાવવર્ગમાં જન્મ્યાં ઊછર્યાં હતાં, તોપણ આમવર્ગના હિતને ખાતર તેમણે પોતાના ખાસ હક્કો, પોતાનું સ્વાતંત્ર્ય, અને પોતાનું જીવન સુદ્ધાં સમર્પી દીધું હતું. અને મુખ્યત્વે કરીને આ કારણે જ તેઓ એને પ્રશંસા ને પૂજા-પાત્ર લાગતાં હતાં.

આ બધાં નવાં સોબતીઓ તેને ગમતાં હતાં, પણ તેમાંએ **મેરી પાવલોવ્ના** તેને ખાસ ગમતી હતી; **મેરી પાવલોવ્ના** તો તેને ગમતી હતી એટલું જ નહિ પણ એને માટે તો તેને માન ને ભક્તિભાવભર્યો વિશિષ્ટ પ્રકારનો પ્રેમ હતો. આ સુંદર બાલા ત્રણ તો ભાષાઓ જાણતી હતી ને ધનાઢ્ય સેનાપતિની પુત્રી હતી, છતાં પોતાનો તવંગર ભાઇ પોતાને માટે જે કંઈ મોકલતો તે સઘળું તે બીજાંને આપી દેતી, અદનામાં અદના મજૂર છોકરીના જેવું જીવન ગાળતી, અને પોતાના દેખાવ પર જરાએ લક્ષ ન આપતાં કેવળ સાદાં જ નહિ પણ સાવ ગરીબ માણસના જેવાં કપડાં પહેરતી હતી—એ બધી વાતથી તેના પર ભારે અસર થઇ. ખાસ કરીને એના આ ચારિત્ર્યલક્ષણથી—વેશની ટાપટીપ અને નખરાંબાજીનો સદંતર અભાવ એ ચારિત્ર્યલક્ષણથી—**માસ્લોવાને** વિશેષ આશ્ચર્ય થયું અને એ જ કારણે એ તેને આકર્ષક થઈ પડી.

**માસ્લોવા** જોઇ શકતી હતી કે પોતે સુંદર છે એ વાત **મેરી પાવલોવ્ના** જાણતી હતી અને જાણીને આનંદ પામતી હતી, છતાં પોતાના રૂપની પુરુષો પર જે અસર થતી તે એને જરાએ ગમતી નહોતી; એને તો એથી ઊલટી ધાસ્તી પેદા થતી હતી અને કોઇ પણ પ્રકારે પ્રેમમાં પડવાની વાતનો તો એને ચોખ્ખો

ડર અને અણગમો હતો. એના પુરુષમિત્રો આ વાત જાણતા હતા, એટલે એની સાથે કદી પ્રેમમાં પડતા નહિ—અથવા, પડતા તો કોઇ રીતે એ હકીકત જણાવા દેતા નહિ, પણ ગુપ્ત જ રાખતા અને કોઈ પુરુષ પ્રત્યે રાખે તેવું જ વર્તન તેના પ્રત્યે રાખતા. એના મિત્ર નહોતા એવા ત્રાહિત પુરુષો એને કનડતા ખરા, પણ એનામાં ભારે અંગબળ હતું, ને એ અંગબળનું એને અભિમાન પણ હતું, એટલે આવા પુરુષોની સામે તે એને બહુ ખપનું થઈ પડતું.

'એક વાર એવું બન્યું' હસતાં હસતાં એણે કાટુશાને કહ્યું, 'કે મહોલ્લામાં એક આદમી મારી પાછળ પડ્યો તે કોઇ રીતે મારો પીછો જ છોડતો નહોતો. આખરે મેં તેને એવો હડબડાવ્યો કે તે બીને ઊભી પૂછડીએ નાસી જ ગયો!'

એના કહેવા મુજબ, એ ક્રાન્તિકારી બની તેનું કારણ એ હતું કે તવંગર લોકોની રહેણીકરણી તરફ એને બચપણથી જ કંટાળો હતો, અને આમવર્ગના લોકોની રહેણીકરણી જ એને પહેલેથી ગમતી હતી. દીવાનખાનાને બદલે એ પોતાનો સઘળો સમય નોકરોના ખંડમાં, રસોડામાં કે તબેલાઓમાં ગાળતી એ કારણે એના વડીલો એને સદા ઠપકો આપતા.

'પણ રસોયા ને ગાડીવાનોના સાથમાં મને સદાએ મજા પડતી, ને બાનુઓ તેમ ગૃહસ્થોનો સાથ મને સદાએ સૂકો લૂખો નીરસ લાગતો,' એણે કહ્યું. 'પછી તો, બધી વાતની મને સમજ પડતી ગઇ એટલે મેં જોયું કે અમારું જીવન બધી રીતે ખોટું જ છે. મારે મા તો હતી નહિ, અને મારા પિતાનો મને બહુ હેડો નહોતો, એટલે ઓગણીસ વરસની થઈ ત્યારે હું ઘરમાંથી ચાલી નીકળેલી અને એક બહેનપણીના સાથમાં કારખાનામાં મજૂર તરીકે કામ કરવા લાગેલી.'

કારખાનામાંથી છૂટી થયા પછી એ એક ગામડામાં રહેતી. ત્યાંથી પછી શહેરમાં પાછી આવેલી ને ત્યાં એક ભાડાના મકાનમાં રહેલી. આ મકાનમાં એણે એક છૂપું છાપખાનું રાખેલું. આંહીં એની ધરપકડ થએલી અને તેને પરિણામે સખત મજૂરીની એને સજા થએલી. આ સંબંધમાં એક વાત એ હતી—અને આ એણે પોતે નહિ કહેલી, પણ કાટુશાએ તે બીજા માણસો પાસેથી સાંભળેલી—કે એને સજા થએલી તેનું કારણ એ હતું કે એના છાપખાનાની પોલીસે જડતી લીધા પછી ક્રાન્તિકારીઓમાંથી એક જણે ગોળીબાર કરેલો અને એ ગોળીબારનો આરોપ એણે પોતાના માથા પર ઓઢી લીધેલો.

મેરી પાવલોવ્નાને પિછાનવા લાગી કે તરત કાટુશાએ જોયું કે પોતે ગમે તે સંજોગોમાં આવી પડે છતાં મેરી પાવલોવ્ના કદી પોતાની જાતનો વિચાર કરતી નહોતી, પણ કોઈની સેવા કરવા—નાની મોટી બાબતોમાં કોઈને મદદ કરવા—એ સદા આતુર રહેતી. એના અત્યારના સોબતીઓમાં એક નોવોડ્વોરોફ નામે હતો, તે એના વિશે કહેતો કે એ તો પરોપકારની રમતમાં મશગૂલ હતી. અને તેનું કહેવું સાચું હતું. જેવી રીતે કોઈ ખેલાડી સદા રમતગમતની તક શોધ્યા કરે તેવી રીતે આ બાઈનો સમસ્ત જીવનરસ અન્યની સેવા કરવાની તકો શોધવામાં સમાએલો હતો, ને આ રમત એ એને માટે જીવનની ટેવ કે મુખ્ય પ્રવૃત્તિ થઈ પડી હતી, અને આ સેવાકાર્ય એ એટલી સ્વાભાવિક રીતે કરતી કે તેનાથી પરિચિતજનો એના આ સેવાકાર્ય બદલ હવે કદી કૃતજ્ઞતા દર્શાવતાં નહિ, પણ એ તો એવી સેવા કરે જ એમ જ માનતાં હતાં.

માસ્લોવા એમની ભેગી આવી ત્યારે શરૂઆતમાં તો મેરી પાવલોવ્નાને તેના તરફ અત્યંત અભાવ ને ઘૃણા થએલી. કાટુશાએ

આ જોયું; પણ તેણે એ પગ્ જોયું કે આવી લાગણીઓ પર કાબૂ મેળવવાનો યત્ન કરીને મેરી પાવલોવ્ના તેના તરફ વિશિષ્ટ માર્દવ ને માયાભાવથી વર્તવા લાગી હતી. અને આવી અસાધારણ વ્યક્તિના માર્દવ ને માયાભાવની માસ્લોવા પર એવી જબરી અસર. થઈ કે તેણે પોતાનું સમસ્ત હૃદય એના ચરણમાં સમર્પી દીધું; અને, અજ્ઞાત રીતે એનાં મંતવ્યો સ્વીકારી તે અનિવાર્ય રીતે હરેક બાબતમાં એનું અનુકરણ કરવા લાગી. સામી બાજૂએ કાટુશાના આવા ભક્તિભાવભર્યા પ્રેમની અસર મેરી પાવલોવ્ના પર પણ ખૂબ થઈ, એટલે તેના પ્રેમનો પ્રતિધ્વનિ પાડતાં તે પણ શીખી. બન્નેને પરસ્પર ઐક્યાનુભવ થવાનું બીજું કારણ એ હતું કે બન્નેને કામવાસના પ્રત્યે ઘૃણા હતી. એક જણે એ વાસનાના સઘળા ત્રાસદાયક અંશો અનુભવ્યા હતા એટલે તેને તે ધિક્કારતી હતી; તો બીજીએ તેનો કદી અનુભવ કર્યો નહોતો, એટલે એ વાસનાને એ કોઈ અકળ વૃત્તિરૂપે અને તે સાથે વળી માનવ ગૌરવને અણછાજતી એવી કોઈ હીન જુગુપ્સાજનક વસ્તુરૂપે જોતી હતી.

# પ્રકરણ ચોથું

**માસ્લોવા** જેમની અસરને વશ થએલી તેમાંની એક વ્યક્તિ આ પ્રમાણે **મેરી પાવલોવ્ના** હતી. એ અસરના મૂળમાં **માસ્લોવાનો** **મેરી પાવલોવ્ના** માટેનો પ્રેમ હતો. તેના પર બીજી અસર **સાઈમનસન**ની હતી. આ અસરના મૂળમાં **સાઇમનસનનો** **માસ્લોવા** માટેનો પ્રેમ હતો.

સર્વ મનુષ્યો અમુક અંશે તેમના પોતાના વિચારો પ્રમાણે તો અમુક અંશે બીજાં માણસોના વિચારો પ્રમાણે જીવે છે તથા કાર્ય કરે છે. આ એમાંથી કયો પ્રકાર કેટલે અંશે સ્વીકારવામાં આવે છે તેના પ્રમાણ પર માણસ માણસ વચ્ચેના તફાવતનો આધાર રહે છે. કેટલાકને માટે વિચાર એ માનસિક રમત જેવી વસ્તુ હોય છે: ઘણાખરા પ્રસંગે, પોતાની બુદ્ધિ એ જાણે કે સંયોજક પટ્ટા વિનાના પ્રેરક ચક્ર જેવી હોય એવું વલણ તેઓ રાખે છે, અને પોતાની કાર્યપ્રવૃત્તિમાં બીજાં માણસોના વિચારોથી, રૂઢિથી, પરંપરાગત આચારવિચારથી કે કાયદાથી દોરવાઇ જાય છે. ત્યારે કેટલાંક પોતાના સ્વતંત્ર વિચારોને જ પોતાની સઘળી પ્રવૃત્તિના પ્રેરક બળરૂપે સ્વીકારે છે, પોતાની બુદ્ધિના આદેશ પર જ લક્ષ આપે છે, તેને જ વશ થાય છે, અને અન્ય જનોના અભિપ્રાયોનો કોઇ વિરલ પ્રસંગે જ સ્વીકાર કરે છે અને તે પણ ખૂબ સૂક્ષ્મ વિચારપૂર્વક તેની તુલના કર્યા પછી જ. સાઇમનસન

આ જાતનો માણસ હતો; એકેએક વાતની પરીક્ષા ને નિર્ણય તે પોતાની સ્વતંત્ર બુદ્ધિ અનુસાર જ કરતો હતો, અને આ રીતે એ જે નિર્ણયો પર આવતો તે નિર્ણયો પ્રમાણે જ એ પછી કાર્ય કરતો હતો.

વિદ્યાર્થીદશામાં જ તે એવા નિર્ણય પર આવેલો કે સરકારી ઑફિસમાં પેમાસ્તર તરીકે તેના પિતાને જે કમાણી થતી હતી તે અપ્રમાણિક હતી, એટલે તેણે પોતાના પિતાને કહેલું કે આ રકમ લોકોને આપી દેવી જોઈએ. તેના પિતાએ તો તેની વાત સાંભળવાને બદલે તેને ધમકાવી નાખેલો, એટલે તેણે પોતાનું ઘર તજી દીધેલું અને તે પછીથી તે પોતાના પિતાના દ્રવ્યને બિલકુલ હાથ અડકાડતો નહિ. અત્યારનાં સઘળાં વિદ્યમાન અનિષ્ટોના મૂળમાં લોકોનું અજ્ઞાન રહેલું છે એવા નિર્ણય પર આવવાથી વિદ્યાપીઠ છોડી કે તરત તે લોકપક્ષમાં જોડાએલો, એક ગામડાના મહેતાજીનું કામ તેણે સ્વીકારેલું, અને પોતે જે વાત ન્યાયયુક્ત ગણતો હતો તે બેધડક રીતે તે પોતાના વિદ્યાર્થીઓને તેમ ગામના ખેડૂતોને ભણાવતો ને સમજાવતો, અને પોતે જે વાતો અન્યાયયુક્ત ગણતો હતો તેને તે ખુલ્લી રીતે ધિક્કારી કાઢતો હતો.

તેની ધરપકડ કરી તેના પર કામ ચલાવવામાં આવેલું.

કામ ચાલતું હતું એ દરમિયાન તે એવા નિર્ણય પર આવેલો કે પોતા પર કામ ચલાવનાર ન્યાયાધીશોને એ રીતે કામ ચલાવી પોતા વિશે ચુકાદો આપવાનો કશો હક્ક નથી, અને તેથી પોતાનો આ નિર્ણય તેણે એમને સુણાવી દીધેલો. ન્યાયાધીશોએ જ્યારે તેની આ વાત પર કંઇ લક્ષ નહિ આપતાં કામ આગળ ચલાવ્યે રાખ્યું, ત્યારે એમના કોઇ પણ પ્રશ્નનો ઉત્તર નહિ આપવાનો તેણે ઠરાવ કર્યો, અને તે પ્રમાણે તેઓએ સવાલો પૂછ્યા ત્યારે તે મક્કમ રીતે મૂંગો જ રહ્યો.

તેને આર્કેંજલરિયાસતમાં દેશનિકાલ કરેલો. ત્યાં તેણે એક ધર્મદર્શન રચી કાઢેલું, અને પછી તે ધર્મદર્શન તેની સમસ્ત પ્રવૃત્તિના નિયામકરૂપ બની ગએલું. આ ધર્મદર્શન એવા વાદ પર રચાએલું હતું કે વિશ્વમાં એકેએક પદાર્થ સજીવ છે, કશું નિર્જીવ નથી, અને જે જે પદાર્થોને આપણે નિર્જીવ કે નિરિન્દ્રિય ગણીએ છીએ તે સર્વ પદાર્થો આપણે વિચારમાં સમાવી ન શકીએ એવા એક વિરાટ સેન્દ્રિય દેહના અવયવમાત્ર જ છે અને તેથી એ વિરાટ-દેહના અવયવરૂપે માનવીનું કર્તવ્ય એ છે કે તેણે એ વિરાટદેહને તેમ તેનાં સઘળાં સજીવ અંગોના જીવનને પોષવું. આથી જીવહિંસાને તે પાપ ગણતો હતો, ને યુદ્ધો, દેહાંતદંડની શિક્ષા, ને સર્વ પ્રકારની હિંસા—કેવળ માનવપ્રાણીની જ નહિ પણ પ્રાણીમાત્રની હિંસા—થી તે વિરુદ્ધ હતો. લગ્નસંબંધમાં પણ તેને પોતાનો સ્વતંત્ર વાદ હતો. તે એમ માનતો હતો કે પ્રજોત્પત્તિ એ માનવીની નિકૃષ્ટ પ્રવૃત્તિ છે, અને ઉત્કૃષ્ટ પ્રવૃત્તિ તો અત્યાર સુધીમાં ઉત્પન્ન થઈ ગએલાં વિદ્યમાન પ્રાણીઓની સેવા કરવી એ છે. લોહીમાં 'ફેગોસાઈટ'[1] હોય છે એ હકીકતથી તેને પોતાના આ વાદને પુષ્ટિ મળતી લાગી. બ્રહ્મચારી સ્ત્રીપુરુષો તેના મત પ્રમાણે આ 'ફેગોસાઇટ' જેવાં છે, અને તેમનું કાર્ય શરીરનાં નિર્બળ અને આજારી અંગોને મદદ કરવી એ છે. જુવાનીમાં તેનું જીવન ભ્રષ્ટ હતું, પણ આવા નિર્ણય પર આવ્યો તે ક્ષણથી તે તદનુસાર જીવન ગુજારવા લાગ્યો હતો; અને તે પોતાને તેમ મેરી પાવલોવ્નાને માનવ 'ફેગોસાઈટ' માનતો હતો.

કાટુશા પ્રત્યેનો તેનો પ્રેમ તેના આ ખ્યાલનો ભંગ કરતો નહોતો, કેમકે તે પ્રેમ અફલાતૂની પ્રેમ હતો, અને તે માનતો

૧. રોગજંતુઓનું શોષણ કરી ચેપી રોગોથી શરીરને મુક્ત રાખનાર સજીવ અણુ.

કે આવો પ્રેમ 'ફ્રેગોસાઇટ' તરીકની પોતાની પ્રવૃત્તિમાં વિઘ્નરૂપ નહિ થાય, પણ ઊલટો પ્રેરણારૂપ નીવડશે.

કેવળ નૈતિક જ નહિ પણ અત્યંત વ્યાવહારિક પ્રશ્નોનો નિર્ણય પણ તે તેની આવી લાક્ષણિક રીતે જ કરતો હતો. સઘળી વ્યવહારોપયોગી પ્રવૃત્તિ વિશે તેની પાસે પોતાનો સ્વતંત્ર વાદ હતો: કેટલા કલાક કામ કરવું, કેટલા કલાક આરામ લેવો, કેવો ખોરાક ખાવો, સરસમાં સરસ રીતે પોશાક કેમ પહેરવો, ને ઘરમાં ગરમી તથા દીવાબત્તી કેમ પૂરાં પાડવાં તે સઘળી બાબતો વિશે પણ તેની પાસ ચોક્કસ નિયમો બાંધેલા હતા.

અને આ માણસ, **માસ્લોવા** પ્રત્યેના પોતાના પ્રેમદ્વારા, તેના પર સ્પષ્ટ અસર કરતો હતો. સ્ત્રીસુલભ સહજબુદ્ધિથી **માસ્લોવાને** સત્વર માલૂમ પડ્યું કે તે પોતા પર પ્રેમ રાખતો હતો, અને આવા પુરુષમાં પોતે પ્રેમ જગાવી શકે છે એ વિચારે તેની ગણનામાં તેની જાતની કિંમત વધારી દીધી. **નેખ્લ્યુડોફ** તેને પરણવાની માગણી કરતો હતો તે તો ઉદારતાથી અને ભૂતકાળમાં જે બનાવ બની ગએલો તેને કારણે, પણ **સાઇમનસન** તેના પર પ્રેમ રાખતો હતો તે તો તે અત્યારે જેવી હતી તેવા જ રૂપમાં અને તેના પર પોતાને પ્રેમ હતો માટે જ પ્રેમ રાખતો હતો. અને તેથી તેને લાગ્યું કે **સાઇમનસન** તેને વિશિષ્ટ પ્રકારના ઉચ્ચ નીતિગુણો ધરાવનારી અસાધારણ સ્ત્રી ગણતો હતો. તે પોતામાં આવા શા ગુણો જોતો હતો તેની તો તેને ચોક્કસ ખબર નહોતી, પણ કોઇ પ્રકારની ભૂલને અવકાશ ન રહે એટલા માટે તેમ પોતાના સંબંધમાં તે કોઈ રીતે નિરાશ ન થાય એટલા માટે, પોતાની સમજ મુજબ જે ઉચ્ચતમ ગુણો ગણાય તે સઘળા ગુણો પોતામાં જાગ્રત કરવા તથા બને તેટલા સુશીલ બનવા તેણે પોતામાં હતું તેટલું બધું બળ અજમાવીને યત્ન કરવા માંડ્યો.

તેને આર્કેંજલરિયાસતમાં દેશનિકાલ કરેલો. ત્યાં તેણે એક ધર્મદર્શન રચી કાઢેલું, અને પછી તે ધર્મદર્શન તેની સમસ્ત પ્રવૃત્તિના નિયામકરૂપ બની ગએલું. આ ધર્મદર્શન એવા વાદ પર રચાએલું હતું કે વિશ્વમાં એકેએક પદાર્થ સજીવ છે, કશું નિર્જીવ નથી, અને જે જે પદાર્થોને આપણે નિર્જીવ કે નિરિન્દ્રિય ગણીએ છીએ તે સર્વ પદાર્થો આપણે વિચારમાં સમાવી ન શકીએ એવા એક વિરાટ સેન્દ્રિય દેહના અવયવમાત્ર જ છે અને તેથી એ વિરાટ-દેહના અવયવરૂપે માનવીનું કર્તવ્ય એ છે કે તેણે એ વિરાટદેહને તેમ તેનાં સઘળાં સજીવ અંગોના જીવનને પોષવું. આથી જીવહિંસાને તે પાપ ગણતો હતો, ને યુદ્ધો, દેહાંતદંડની શિક્ષા, ને સર્વ પ્રકારની હિંસા—કેવળ માનવપ્રાણીની જ નહિ પણ પ્રાણીમાત્રની હિંસા—થી તે વિરુદ્ધ હતો. લગ્નસંબંધમાં પણ તેને પોતાનો સ્વતંત્ર વાદ હતો. તે એમ માનતો હતો કે પ્રજોત્પત્તિ એ માનવીની નિકૃષ્ટ પ્રવૃત્તિ છે, અને ઉત્કૃષ્ટ પ્રવૃત્તિ તો અત્યાર સુધીમાં ઉત્પન્ન થઈ ગએલાં વિદ્યમાન પ્રાણીઓની સેવા કરવી એ છે. લોહીમાં 'ફેગોસાઈટ'[૧] હોય છે એ હકીકતથી તેને પોતાના આ વાદને પુષ્ટિ મળતી લાગી. બ્રહ્મચારી સ્ત્રીપુરુષો તેના મત પ્રમાણે આ 'ફેગોસાઇટ' જેવાં છે, અને તેમનું કાર્ય શરીરનાં નિર્બળ અને આજારી અંગોને મદદ કરવી એ છે. જુવાનીમાં તેનું જીવન ભ્રષ્ટ હતું, પણ આવા નિર્ણય પર આવ્યો તે ક્ષણથી તે તદનુસાર જીવન ગુજારવા લાગ્યો હતો; અને તે પોતાને તેમ મેરી પાવલોવ્નાને માનવ 'ફેગોસાઈટ' માનતો હતો.

કાટુશા પ્રત્યેનો તેનો પ્રેમ તેના આ ખ્યાલનો ભંગ કરતો નહોતો, કેમકે તે પ્રેમ અફલાતૂની પ્રેમ હતો, અને તે માનતો

૧. રોગજંતુઓનું શોષણ કરી ચેપી રોગોથી શરીરને મુક્ત રાખનાર સજીવ અણુ.

કે આવો પ્રેમ 'ફૅગોસાઇટ' તરીકની પોતાની પ્રવૃત્તિમાં વિઘ્નરૂપ નહિ થાય, પણ ઊલટો પ્રેરણારૂપ નીવડશે.

કેવળ નૈતિક જ નહિ પણ અત્યંત વ્યાવહારિક પ્રશ્નોનો નિર્ણય પણ તે તેની આવી લાક્ષણિક રીતે જ કરતો હતો. સઘળી વ્યવહારોપયોગી પ્રવૃત્તિ વિશે તેની પાસે પોતાનો સ્વતંત્ર વાદ હતોઃ કેટલા કલાક કામ કરવું, કેટલા કલાક આરામ લેવો, કેવો ખોરાક ખાવો, સરસમાં સરસ રીતે પોશાક કેમ પહેરવો, ને ઘરમાં ગરમી તથા દીવાબત્તી કેમ પૂરાં પાડવાં તે સઘળી બાબતો વિશે પણ તેની પાસે ચોક્કસ નિયમો બાંધેલા હતા.

અને આ માણસ, **માસ્લોવા** પ્રત્યેના પોતાના પ્રેમદ્વારા, તેના પર સ્પષ્ટ અસર કરતો હતો. સ્ત્રીસુલભ સહજબુદ્ધિથી **માસ્લોવા**ને સત્વર માલૂમ પડ્યું કે તે પોતા પર પ્રેમ રાખતો હતો, અને આવા પુરુષમાં પોતે પ્રેમ જગાવી શકે છે એ વિચારે તેની ગણનામાં તેની જાતની કિંમત વધારી દીધી. **નેખ્લ્યુડૉફ** તેને પરણવાની માગણી કરતો હતો તે તો ઉદારતાથી અને ભૂતકાળમાં જે બનાવ બની ગએલો તેને કારણે, પણ **સાઇમનસન** તેના પર પ્રેમ રાખતો હતો તે તો તે અત્યારે જેવી હતી તેવા જ રૂપમાં અને તેના પર પોતાને પ્રેમ હતો માટે જ પ્રેમ રાખતો હતો. અને તેથી તેને લાગ્યું કે **સાઇમનસન** તેને વિશિષ્ટ પ્રકારના ઉચ્ચ નીતિગુણો ધરાવનારી અસાધારણ સ્ત્રી ગણતો હતો. તે પોતામાં આવા શા ગુણો જોતો હતો તેની તો તેને ચોક્કસ ખબર નહોતી, પણ કોઇ પ્રકારની ભૂલને અવકાશ ન રહે એટલા માટે તેમ પોતાના સંબંધમાં તે કોઈ રીતે નિરાશ ન થાય એટલા માટે, પોતાની સમજ મુજબ જે ઉચ્ચતમ ગુણો ગણાય તે સઘળા ગુણો પોતામાં જાગ્રત કરવા તથા બને તેટલા સુશીલ બનવા તેણે પોતામાં હતું તેટલું બધું બળ અજમાવીને યત્ન કરવા માંડ્યો.

મળવા જ પામતો નહિ. તે જ્યારે રાજકીય કેદીઓના સમૂહમાં ભળી ત્યારે જ પોતે તેના વિશે રાખેલી બધી ધારણા કેવી પાયા વગરની હતી તે એ જોઇ શક્યો તથા ત્યારે જ પોતે તેનામાં આતુરપણે ઇચ્છતો હતો એવું આંતરપરિવર્તન વધુ ને વધુ પ્રકટ રૂપમાં થતું જોઈ શક્યો. ટોમ્સ્કમાં પહેલી વાર તે બન્ને જણ મળ્યાં ત્યારે મોસ્કો છોડતી વખતે હતી તેવી જ બરાબર તે ફરી પાછી દેખાઇ. એને દેખીને આ વખતે તેણે ભવાં સંકોચાવ્યાં નહિ અથવા કંઇ ગભરાટ કે અકળામણનાં ચિહ્ન દર્શાવ્યાં નહિ, પણ પ્રસન્નતાપૂર્વક સરળ રીતે તે એને મળી, અને એણે પોતાને માટે જે કંઇ કરેલું તેને ખાતર, ખાસ કરીને પોતે અત્યારે હતી તે લોકોના સમાગમમાં પોતાને મૂકી તે ખાતર, તેણે એનો આભાર માન્યો.

આ કાફલા સાથે બે મહીના મજલ કર્યા પછી તેના અંતરમાં થએલું પરિવર્તન તેના બાહ્ય દેખાવમાં પ્રકટ થવા લાગ્યું. તેની ચામડી સૂર્યતાપને લીધે તામ્રવર્ણી બની, તેનું શરીર પાતળું પડ્યું, અને ઉંમરમાં તે અગાઉ કરતાં વૃદ્ધ દેખાવા લાગી : તેના લમણા ને મુખની આસપાસ કરચલીઓ જણાવા લાગી. કપાળ પર હવે કદી વાળનાં જુલફાં ફરફરતાં નહિ, પણ બધા કેશ તે હવે રૂમાલમાં જકડીને બાંધી રાખતી. આ વાળ રાખવાની તેમ તેના પોશાક ને રીતભાતની ઢબછબમાં ક્યાં યે હવે નખરાંબાજીની નિશાની રહી નહોતી. અને આ પ્રકારનું જે પરિવર્તન તેનામાં થયું અને જે આગળ હજુ અવિરત રીતે ચાલુ હતું તેથી નેખ્લ્યુડોફને ખૂબ સુખ થયું.

તેના પ્રત્યે અગાઉ કદી નહિ અનુભવેલો એવો કોઈ ભાવ એણે હવે અનુભવ્યો. આ ભાવને પ્રથમ એને તેના તરફ જે કાવ્યમય પ્રેમ ઉદ્ભવેલો તેની સાથે કંઈ સામ્ય નહોતું; તે પછી

જે વિષયપરાયણ પ્રેમ જન્મેલો તેની સાથે કંઇ સામ્ય નહોતું, તેમ અદાલતમાં કામ ચાલી ગયા પછી તેને પરણવાનો નિશ્ચય કર્યો તે વખતે કર્તવ્યપાલનના સંતોષનો જે ભાવ એણે અનુભવેલો (જે આત્મશ્લાઘાના ભાવથી છેક અસ્પૃષ્ટ નહોતો) તેની સાથે પણ કંઇ સામ્ય નહોતું. એનો અત્યારનો ભાવ તો કેવળ દયા ને સાર્દવથી જ ભરપૂર હતો. એ તેને જેલમાં સૌથી પહેલી વાર મળેલો ત્યારે એણે આ ભાવ અનુભવેલો, અને પછી ઇસ્પિતાલમાં પેલા મદદનીશ દાક્તર સાથેની તેની કાલ્પનિક ઇશ્કબાજીની વાત (આ આળ મૂકીને તેને કરેલો અન્યાય એને પાછળથી માલૂમ પડ્યો હતો) જણાતાં તેના તરફની પોતાની ઘૃણાવૃત્તિને વશ કરીને એણે તેને માફી બક્ષેલી ત્યારે ફરી વાર એ ભાવ અનુભવેલો. અત્યારે પણ એને એ જ ભાવ થઇ આવ્યો. એમાં ભેદ કેવળ આટલો જ હતો: અગાઉ એ ભાવ ક્ષણ વાર જ ટકતો, ત્યારે હવે એ ચિરસ્થાયી થયો હતો. હવે એ ગમે તે વાતનો વિચાર કરે, કે ગમે તે કામ કરે, તોપણ દયા ને મૃદુતાની લાગણી એના ચિત્તમાં આવીને વસતી, અને તે પણ પાછી કેવળ તેને જ માટે નહિ પણ સૌને માટે. નેખ્લ્યુડોફના આત્મામાં પ્રેમને માટે કોઇ નિર્ગમન-માર્ગ જ અત્યાર સુધી નહોતો, પણ આ વૃત્તિએ એના પ્રેમનાં દ્વાર જાણે કે ઉઘાડી નાખ્યાં, અને તેથી એ જેના જેના સમાગમમાં આવતો તે સૌ પ્રત્યે હવે એનો પ્રેમ વહેવા લાગ્યો.

પ્રવાસ દરમિયાન નેખ્લ્યુડોફની વૃત્તિઓ એટલી બધી ઉત્તેજિત બની ગઇ હતી કે ગાડીવાનો ને રક્ષક સૈનિકોથી માંડીને ઠેઠ જેલઇન્સ્પેક્ટરો ને સૂબાઓ સુધી જેની જેની સાથે એને કામ પડતું તે સૌ પ્રત્યે એ અનિવાર્યપણે કોમળ માયાભાવથી વર્તતો.

માસ્લોવા હવે રાજકીય કેદીઓ ભેગી રહેતી હતી એટલે નેખ્લ્યુડોફ સ્વાભાવિક રીતે જ એ વર્ગની અનેક વ્યક્તિઓના

પરિચયમાં આવ્યો. પહેલાં એકટેરિનબર્ગમાં એ આવા પરિચયમાં આવ્યો, કેમકે ત્યાં તેમને સારી પેઠે છૂટ મળતી હતી ને સૌને એક જ મોટી કોટડીમાં ભેગાં રાખવામાં આવતાં હતાં, અને પછી પેલા પાંચ આદમી ને ચાર ઓરતોની ટુકડીમાં તેને મૂકવામાં આવી તેમની સાથે રસ્તામાં એ આવા પરિચયમાં આવ્યો. દેશવટો પામેલા રાજકીય કાર્યકર્તાઓના સંપર્કમાં આ રીતે આવ્યો એટલે નેખ્લ્યુડોફનું તેમના વિશે અગાઉ જે મંતવ્ય હતું તે સર્વથા બદલાઇ ગયું.

રશિયામાં ક્રાન્તિકારી ચળવળ શરૂ થઇ ત્યારથી જ અને તેમાં યે અલેકઝાંડર બીજાનું ખૂન થએલું તે યાદગાર પહેલી માર્ચના દિવસથી, નેખ્લ્યુડોફ ક્રાન્તિકારીઓ તરફ અણગમાની ને તિરસ્કારની નજરે જોતો હતો. સરકાર સામેની ઝુંબેશમાં એ લોકો જે ક્રૂર ને ગુપ્ત પદ્ધતિએ કામ કરતા હતા, અને તેમાં યે ખાસ કરીને જે નિર્દય રીતે ખૂન કરતા હતા તેથી એને તેમના તરફ ઘૃણા પેદા થતી હતી; વળી એ લોકોમાં વિશિષ્ટ લક્ષણ જેવી જે આપવડાઇની વૃત્તિ જોવામાં આવતી હતી તેના તરફ પણ એને અણગમો હતો. પણ એમના વિશેષ નિકટ પરિચયમાં આવવાનું બનતાં, તથા સરકારને હાથે એમને જે જે સહન કરવું પડેલું તેની જાણ થતાં એ જોઇ શક્યો કે તેઓ અત્યારે હતા એથી જુદા પ્રકારના હોઇ શકે એવો સંભવ જ હતો નહિ.

કહેવાતા ગુનેગાર કેદી પર નાખવામાં આવેલાં પીડાકારી કષ્ટો જોકે ભયંકર ને અર્થરહિત હતાં, છતાં સજા કરતાં પહેલાં તેમ સજા કર્યા પછી તેમાં ન્યાયનો થોડોઘણો પણ આભાસ કરવામાં આવતો હતો. પણ આ રાજકીય કેદીઓની બાબતમાં તો, શુસ્ટોવા અને તેના જેવાં બીજાં નવપરિચિત જનોના સંબંધમાં નેખ્લ્યુડોફ જોઇ શકેલો તે પ્રમાણે, ન્યાયનો આભાસ સરખો પણ

નહોતો. આ લોકો તરફનું વર્તન તો જાળમાં પકડાએલી માછલીઓ તરફ હોય છે એ પ્રકારનું હતું: આવશ્યક હોય એવી મોટી મોટી માછલીઓ જુદી તારવીને લઇ લેવામાં આવે છે ને બાકીની નાની માછલીઓ તરફ કોઇ લક્ષ આપતું નથી એટલે કિનારા પર તે મરી જાય છે એવું જ આમનું પણ થતું: જેઓ નિઃશંક નિર્દોષ હોય એવાં સેંકડો માણસોને સરકાર વરસો સુધી જેલમાં ગોંધી રાખતી, ત્યાં તેમને ક્ષય થતો, અથવા તેઓનું કાળજું ખસી જતું, અથવા તેઓ આપઘાત કરી મરી જતાં. આ બધાંને ગોંધી રાખતા તેનું કારણ ફક્ત એટલું હતું કે એમને છોડી મૂકવાની અમલદારોને કશી ગરજ નહોતી, ને તેઓ તો ઊલટા એમ માનતા હતા કે જેલમાં સ્વાધીન રાખ્યા હશે તો અદાલતમાં કોઇ મુકદ્દમા વખતે કોઈ પ્રશ્નનો ખુલાસો મેળવવામાં તે લોકો કદાચ ખપનાં થઇ પડશે. મોટે ભાગે સરકારની દૃષ્ટિએ પણ નિર્દોષ એવાં આ માણસોના નસીબનો આધાર કોઇ પોલીસ અમલદાર કે જાસૂસ, કે સરકારી વકીલ, કે માજીસ્ટ્રેટ, કે સૂબા, કે પ્રધાનના કોઈ ખ્યાલી તરંગ, ફુરસદ, કે મિજાજ પર રહેતો. આવા કોઇ અમલદારને જરાક ગમગીની લાગી અથવા બહાર આવવાની ઇચ્છા થઇ આવી કે તરત એ મોટી સંખ્યામાં ધરપકડ કરવાનો હુકમ કાઢે છે, અને પોતાના કે પોતાના ઉપરી અધિકારીના ખ્યાલી તરંગ મુજબ ગમે તો કેટલાયને જેલમાં પૂરી દે છે અથવા કેટલાયને છોડી મૂકે છે. અને ઉપરી અધિકારી પણ એવા જ કારણે, અથવા કોઈ પ્રધાન સાથેના પોતાના સંબંધના કારણે, માણસોને દુનિયાને બીજે છેડે દેશનિકાલ કરી ધકેલી મૂકે છે, અથવા એકાંત ખંડમાં ગોંધી રાખે છે, અથવા સાઇબીરિયાની સખત મજૂરીની કે મોતની સજા ફરમાવે છે, કે પછી કોઇ બાનૂની વિનંતિ ઉપરથી તેમને છોડી પણ મૂકે છે.

લડાઈમાં ચલાવવામાં આવે છે એવું વર્તન તેમના તરફ ચલાવવામાં આવતું હતું, ને તેથી તેઓ પણ સ્વાભાવિક રીતે જ પોતાની સામે યોજવામાં આવતા હતા તેવા જ ઉપાયો સામા પાછા યોજતા હતા. અને જેવી રીતે લશ્કરી માણસો, એમનાં કાર્યોનાં દૂષણને ઢાંકી દે એટલું જ નહિ પણ વિશેષમાં એ કાર્યોને શૌર્યકર્મ તરીકે ઓળખાવે એવા લોકમતના વાતાવરણમાં જીવે છે, તેવી રીતે આ રાજકીય ગુનેગારો પણ આફતના મોંમાં હાથ નાખીને અને સ્વાતંત્ર્ય, જીવન તેમ સામાન્ય માણસો મૂલ્યવાન ગણે છે એવી સઘળી વસ્તુઓનો ભોગ આપીને પણ જે ક્રૂર કામો કરતા હતા તેને દુષ્ટ નહિ પણ યશસ્વી ગણતા લોકમતના વાતાવરણમાં લપટાઇ રહ્યા છે. કોઇને દુઃખ દેવાને તો શું પણ કોઇનું દુઃખ દેખવાને પણ અશક્ત એવી અત્યંત કોમળ પ્રકૃતિના મનુષ્યો પણ માણસોનાં ખૂન કરવાને કશી અરેરાટી વિના શાંતિથી તૈયાર થાય અને તેમનામાંના લગભગ બધા આત્મસંરક્ષણના સાધન તરીકે, ઉચ્ચ આશયો સિદ્ધ કરવા માટે કે સાર્વજનિક હિતને માટે ખૂનને અમુક પ્રસંગોએ ન્યાયયુક્ત ગણે એ આશ્ચર્યકારક ઘટનાનો ખુલાસો પણ **નેખ્લ્યુડોફને** આમાંથી જ મળ્યો. આ ક્રાન્તિકારીઓ પોતાની પ્રવૃત્તિને અને તે ઉપરથી પોતાની જાતને જે મહત્ત્વ આરોપતા હતા તે સઘળું, **સરકાર** એમની પ્રવૃત્તિને જે મહત્ત્વ આપતી હતી અને એમને જે ક્રૂર સજાઓ કરતી હતી તેનું જ સીધું પરિણામ હતું. તેમને જે સહન કરવું પડતું તે સહન કરવા સારુ પોતાની જાત માટે ગૌરવભર્યો ખ્યાલ રાખવાની તેમને ફરજ જ પડતી હતી.

**નેખ્લ્યુડોફ** જ્યારે એમને વધારે સારી રીતે પિછાનવા લાગ્યો ત્યારે એને ખાતરી થઇ કે તેઓ કેટલાક માણસો ધારતા હતા

તેવા કેવળ શઠ લોકો જ નહોતા, તેમ બીજા કેટલાક માણસો ધારતા હતા તેવા મહાન્ પીર પુરુષો પણ નહોતા, પણ સાવ સામાન્ય કોટિના માણસ હતા, જેમનામાંના કેટલાક અન્યત્ર હોય છે તેમ સારા હતા, કેટલાક ખરાબ હતા, તો કેટલાક વચલા વર્ગના હતા.

આમાંના કેટલાક ક્રાન્તિકારી બનેલા તેનું કારણ એ હતું કે પ્રચલિત અનિષ્ટો સામે ઝૂઝવાનું તેઓ પોતાનું પ્રમાણિકપણે કર્તવ્ય સમજતા હતા, તો કેટલાક વળી એવા પણ હતા કે જેમણે કેવળ સ્વાર્થી મહત્ત્વાકાંક્ષાથી પ્રેરાઈને આ પ્રવૃત્તિ પસંદ કરી હતી. પણ મોટા ભાગના માણસો આ ક્રાન્તિકારી ચળવળ પ્રત્યે જે આકર્ષાએલા તે તો જોખમ ખેડવાની, આફત વહોરવાની અને પોતાના જીવનને પણ રમકડું બનાવી જીવનમરણની રમત રમવાથી જે આનંદ આવે તે આનંદ લૂંટવાની આતુર ઇચ્છાથી આકર્ષાએલા અને નેખ્લ્યુડોફ લડાયક જીવનના પોતાના અંગત અનુભવ ઉપરથી જાણતો હતો કે આ બધા ભાવો, માણસ જ્યારે જુવાન ને જોમથી ભરપૂર હોય ત્યારે છેક સામાન્ય કોટિનાં મનુષ્યોમાં પણ અતિ સાધારણ હોય છે. પણ સામાન્ય કોટિનાં મનુષ્યો અને એમની વચ્ચે એક ભૂષણાવહ ભેદ એ હતો કે એમની નીતિભાવના સામાન્ય મનુષ્યો કરતાં ઉચ્ચ પ્રકારની હતી. આત્મનિગ્રહ, સખત જીવન, સત્યનિષ્ઠા, ને નિઃસ્વાર્થતા એ બધા ગુણોને તેઓ પોતાના અમૂક ધર્મરૂપ ગણતા હતા એટલું જ નહિ પણ સાર્વજનિક હિતને ખાતર સર્વસ્વનો—જીવનનો પણ—ત્યાગ કરવાને તૈયાર રહેવું એને તેઓ પોતાનો ધર્મ ગણતા હતા. એટલે એમનામાં જે ઉચ્ચતમ કોટિનાં મનુષ્યો હતાં તે સામાન્ય રીતે જવલ્લે જ પહોંચાય છે એટલી બધી ઊંચી નીતિભૂમિકા પર ઊભાં હતાં; ત્યારે એમનામાં જે નિકૃષ્ટ કોટિનાં મનુષ્યો હતાં તે સામાન્ય ભૂમિકા કરતાં પણ

રસિક પણ થઇ શક્યો હોત. પેલા પ્રખ્યાત પેટ્રોક્—પછીથી કિલ્લામાં કાચના કકડાથી આપઘાત કરનાર પેટ્રોક્—ને બીજા માણસોનો પરિચય મને ત્યાં થયો. પણ હજુ હું ક્રાન્તિકારી બન્યો નહોતો. મારી પડખેની કોટડીમાં રહેતા બે પડોશીઓનો પણ મને ત્યાં પરિચય થયો. બન્નેની એક જ વાતને કારણે ધરપકડ થએલી. તેમની પાસે પોલિશ જાહેરનામાં નીકળેલાં એટલે તેમને પકડવામાં આવેલા, અને રેલવેસ્ટેશને જતાં રસ્તામાં રક્ષક સૈનિકોના હાથમાંથી નાસી છૂટવાનો યત્ન કરવાના આરોપસર તેમના પર કામ ચલાવવામાં આવેલું. એકનું નામ લોઝિન્સ્કી હતું તે પોલાંડ-વાસી હતો, બીજાનું નામ રોઝોવ્સ્કી હતું ને તે યહૂદી હતો. હં, ત્યારે જુઓ, આ રોઝોવ્સ્કી સાવ છોકરો હતો. તે કહેતો કે તે સત્તર વરસનો હતો, પણ લાગતો પંદરનો જ. તે દૂબળો, ઠીંગણો, ચપળ, કાળી આંખોવાળો હતો ને ઘણાખરા યહૂદીઓની પેઠે સંગીતકુશળ હતો. તેનો સૂર તો હજુ તૂટતો હતો, છતાં તે સુંદર રીતે ગાતો હતો. હં, આ બન્ને જણને કામ ચલાવવા અદાલતમાં લઈ જતા હતા તે મેં જોએલું. તેમને સવારમાં લઇ ગએલા. સાંજે તેઓ પાછા આવ્યા ને બોલ્યા કે તેમને મોતની સજા થઇ. કોઇએ આવું ધાર્યું નહોતું; કેમકે તેમનો મુકદ્દમો સાવ માલ વગરનો હતો; તેમણે ફક્ત ચોકીપહેરા નીચેથી નાસી જવાનો જ યત્ન કર્યો હતો, અને તેમાં પણ કોઇને તેમણે ઘાયલ કરેલ નહોતા. અને વળી રોઝોવ્સ્કી જેવા બાળકને દેહાંતદંડની સજા કરવી એ અસ્વાભાવિક પણ ખૂબ ગણાય. તેથી જેલમાં અમે સૌ એવા નિર્ણય પર આવ્યા કે આ સજા તેમને માત્ર ભડકાવવા માટે જ કરી હતી, એટલે તેને છેવટની બહાલી નહિ મળે. પહેલાં તો અમે સૌ આવેશમાં આવી ગયા હતા, પણ પછી ટાઢા પડ્યા, અને જીવન પાછું પહેલાંની માફક ચાલવા લાગ્યું. હં, વારું, ત્યારે

એક વાર સાંજે ચોકીદાર મારે બારણે આવ્યો અને રહસ્યભરી રીતે મને કહેવા લાગ્યો કે સુતાર આવ્યા છે અને ફાંસીનો માંચડો તૈયાર કરે છે. પહેલાં તો હું કંઈ સમજ્યો નહિ. મને થયું કે એ શું? ફાંસીનો માંચડો વળી કેવો? પણ એ ઘરડો ચોકીદાર એટલો બધો આવેશમાં આવી ગયો હતો કે મને તરત સૂઝયું કે તે પેલા બે જણને માટે હોવો જોઇએ. મને ટકોરા મારી મારા સાથીઓ જોડે વાત કરવાનું મન થયું, પણ પેલા બે જણ સાંભળી જશે એવી ધાસ્તી લાગી. સાથીઓ પણ ચૂપ હતા. એટલે સ્પષ્ટ હતું કે સૌને ખબર પડી ગયા હતા. તે દિવસે ચાલમાં તથા કોટડીમાં બધે મૃત્યુના જેવો સૂનકાર હતો. તે સાંજે અમે દીવાલો પર ટકોરા ન માર્યા તેમ ગાયું પણ નહિ. દસ વાગ્યે પેલો ચોકીદાર ફરી પાછો આવ્યો અને જાહેર કર્યું કે મોસ્કોમાંથી એક ફાંસિયો આવી પહોંચ્યો છે. આટલું કહીને તે ચાલ્યો ગયો. મેં તેને પાછો બોલાવવા માંડયો ત્યાં એકાએક ચાલને સામે છેડેથી રેઝોવ્સ્કી મને બૂમ પાડીને બોલાવતો હતો તેનો અવાજ સંભળાયો: 'શું છે? એને શું કામ બોલાવે છે?' તેની પાસેથી તમાકુ મંગાવવાની છે એવો કંઇ જવાબ મેં તેને આપ્યો, પણ તેણે અનુમાન કરી લીધું હોય એમ લાગ્યું ને મને પૂછ્યું: 'રાતે કેમ આપણે કોઇએ ગાયું નહિ? ને દીવાલ પર ટકોરા પણ કેમ ન માર્યા?' મેં શો જવાબ આપ્યો એ મને સાંભરતું નથી, પણ તેની સાથે બોલવાનો પ્રસંગ ન પડે એટલા માટે પાછો આવ્યો. હા, ભયંકર રાત્રિ હતી એ. આખી રાત જરા સરખો અવાજ થાય તો હું કાન માંડીને સાંભળતો. સવાર થવા આવી એટલે એકાએક બારણાં ઊઘડવાનો ને કોઇકનો–ઘણા માણસોનો–ચાલવાનો અવાજ સાંભળ્યો. મારા બારણામાં કાણું હતું ત્યાં હું ગયો. ચાલમાં દીવો બળતો હતો. પહેલો પસાર થયો

તે ઇન્સ્પેક્ટર હતો. તે લઠ્ઠ આદમી હતો. તે હમેશાં મક્કમ અને સ્વસ્થ દેખાતો, પણ અત્યારે તે શબ જેવો ફીકો ને ગમગીન બની ગયો હતો ને હબકી ગયા જેવો લાગતો હતો. તેના પછી આસિસ્ટંટ ઇન્સ્પેક્ટર આવ્યો. તે ગમગીન પણ મક્કમ હતો. અને સૌની પાછળ પેલો ચોકીદાર હતો. તેઓ મારા બારણા આગળથી પસાર થયા, અને પડખેને બારણે અટક્યા, ને મેં આસિસ્ટંટ ઇન્સ્પેક્ટરને વિચિત્ર અવાજે બોલતો સાંભળ્યો કે 'લોઝિન્સ્કી, ઊઠ ને આ કપડાં પહેરી લે!' હં. પછી મેં બારણાંનો ચૂંચૂં એવો અવાજ સાંભળ્યો. એ લોકો તેની કોટડીમાં પેઠા. પછી લોઝિન્સ્કી ચાલતી સામી બાજૂએ ગયો. તેનાં પગલાં મેં સાંભળ્યાં. હું એકલા ઇન્સ્પેક્ટરને જ જોઇ શકતો હતો. તે સાવ ફીકો પડી ગયો હતો, અને પોતાના ડગલાનાં બટ્ટન ઘડીમાં ઉઘાડતો તો ઘડીમાં વળી બીડી દેતો ને પોતાના ખભા મચકોડતો તે ઊભો હતો. હં, પછી, જાણે કશાકથી ભડકી ગયો હોય એમ તે રસ્તામાંથી ખસી ગયો. આ રીતે તેની પડખે થઇને પસાર થનાર માણસ લોઝિન્સ્કી જ હતો. તે મારા બારણા પાસે આવ્યો. સુંદર એવી પોલંડવાસી જાતિના નમૂના જેવો તે ફૂટડો જુવાન હતોઃ પહોળા ખભા, ટોપીની પેઠે આખે માથે છવાઈ ગએલા સરસ, ફાંકડા, વાંકડિયા વાળ, ને સુંદર આસમાની આંખો, એવો ફૂટડો જુવાન તે હતો. સર્વાંગે તંદુરસ્તી, તાજગી ને પ્રફુલ્લતાથી પૂર્ણ. તે મારા બાકોરા આગળ આવીને અટક્યો, એટલે હું તેનો આખો ચહેરો જોઇ શક્યો. દૂબળો, કરમાઇ ગએલો, કાળો શાહી જેવો, ભયંકર એ ચહેરો હતો. 'ક્રિલ્ટ્સૉફ, કંઈ સિગારેટ છે તમારી પાસે?' તેણે પૂછ્યું. હું થોડીક તેને આપવા જતો હતો, ત્યાં આસિસ્ટંટ ઇન્સ્પેક્ટરે પોતાની સિગારેટપેટી ઉતાવળે બહાર ખેંચી કાઢી તેને આપી. તેમાંથી તેણે એક સિગારેટ લીધી, આસિસ્ટંટ

ઇન્સ્પેક્ટરે દીવાસળી સળગાવી તેનાથી તેણે તે ચેતાવી અને તે ફૂંકવા મંડ્યો તથા કંઈક વિચારમાં પડ્યો હોય એમ લાગ્યું. પછી, જાણે એકાએક કોઇ વાત યાદ આવી હોય એમ તે બોલવા લાગ્યો: ' આ તો અન્યાયી ને ઘાતકી કામ થાય છે હો. મેં કશો ગુનો કર્યો નથી. હું તો—' મારી આંખો તેના જુવાનીના જોમવાળા ગૌર ગળા પર ચોંટી હતી તે ત્યાંથી કેમે કરી ખસતી નહોતી, એટલે આ વખતે એ ગળામાં કંઇક કંપારી જેવું મને દેખાયું, ને પછી તે અટકી ગયો. હં, તે ઘડીએ રોઝોવ્સ્કી યહૂદીના જેવા બુલંદ અવાજે બૂમો પાડતો હતો તે મેં સાંભળી. એટલે લોઝિન્સ્કીએ સિગારેટ ફેંકી દીધી, અને બારણા આગળથી ખસી ગયો ને રોઝોવ્સ્કી મારા બાકોરા આગળ દેખાયો. તેનું બાલક જેવું મુખ અને કાળી સ્વચ્છ આંખો પણ લાલ ને આર્દ્ર બની ગએલ હતાં. તેણે પણ સાફ સૂતરાઉ કપડાં પહેર્યાં હતાં. તેનો ચોરણો ખૂબ પહોળો હતો. તેણે પોતાનો દયાભર્યો ચહેરો મારા બાકોરા આગળ ધર્યો. ' ફિલ્ટ્ઝોફ, દાકતરે ઉધરસની દવા લેવાનું મને કહ્યું છે, ખરું કે નહિ ? મને ઠીક નથી. થોડી વધુ દવા લઉં હું ?'. જવાબમાં કોઈ બોલ્યું નહિ, એટલે ઘડીમાં મારા તરફ તો ઘડીમાં ઇન્સ્પેક્ટર તરફ તે પૃચ્છાભાવપૂર્વક જોવા લાગ્યો. એ વખતે તે શું કહેવા માગતો હતો તે તો હું હજુ સમજી શક્યો નથી. હં, આસિસ્ટંટ ઇન્સ્પેક્ટરે પછી એકાએક કડક દેખાવ ધારણ કરીને, ફરી વળી ચીસ નાખતો હોય એવા અવાજે બૂમ પાડી: ' ચાલો હવે, આ બધી શી મશ્કરી કરો છો ? ચાલો જઇએ.' પોતાના શા હાલ થવાના છે એ વાતની રોઝોવ્સ્કીને કંઇ સમજ પડી શકે એવું લાગ્યું નહિ, એટલે તે સૌને મોખરે ચાલમાં ઝડપથી ચાલવા—ચાલવા શું, દોડવા—લાગ્યો; પણ પછી તે પાછો હઠ્યો, અને તેની તીણી ચીસ અને તેનો રુદનસ્વર મારે કાને પડ્યાં. પછી પછડાવાનો

અવાજ તથા સૌનો સામટો શોરબકોર સંભળાયો. તે ચીસો નાખતો હતો ને ડુસકાં ભરતો હતો. આ અવાજ આછો ને આછો થતો ગયો, આખરે બારણું ખખડયું, અને સઘળું શાન્ત થઇ ગયું... ... હું, એ બન્નેને ફાંસી દઇ દીધી. બન્નેને એક જ દોરડે ગૂંગળાવી માર્યા. એમને ફાંસી દીધી તે એક બીજા ચોકીદારે જોએલું. તેણે આવીને મને કહ્યું કે લોઝિન્સ્કીએ કંઇ વિરોધ નહિ કરેલો; પણ રોઝોવ્સ્કી તો ઝાઝી વાર સુધી છૂટવાને મથેલો, એટલે એ લોકોને ખેંચીને તેને માંચડા આગળ લઇ જવો પડેલો, તથા બળજબરીથી તેનું માથું ગાળિયામાં નાખવું પડેલું. હું, આ ચોકીદાર કંઇક બોથડ આદમી હતો. તેણે કહ્યું: "સાહેબ, બધા કહેતા'તા કે દેખાવ બહુ ભયંકર લાગશે; પણ જરાએ ભયંકર નહોતો એ. જ્યારે એમને ફાંસી દીધી ત્યારે એમણે બે વાર પોતાના ખભા મચકોડેલા—આવી રીતે—" દુઃખને લીધે અમળાટમાં ખભા કેવા ઊંચા નીચા થએલા તે એણે જાતે કરી બતાવ્યું— "પછી ફાંસિયાએ જરાક દોરી ખેંચી, ગાળો સખત કરવા માટે જરાક ખેંચી, એટલે બધું કામ ખતમ થઇ ગયું, અને એ લોકો જરાએ ચસ્યા નહિ."'

અને ક્રિલ્ટ્ઝોફે એ ચોકીદારના શબ્દો ફરીથી બોલી બતાવ્યા: 'જરાએ ભયંકર નહિ,' ને એમ બોલી તે સ્મિત કરવા ગયો; પણ કરી શકયો નહિ એટલે સ્મિત કરવાને બદલે તે ડુસકાં ભરવા લાગ્યો.

તે પછી ઝાઝી વાર સુધી તે ચૂપ રહ્યો. એ બધો વખત તે પોતાને ગૂંગળાવી મારતાં ડુસકાં રોકવા મથતો હતો અને તેથી જોરથી શ્વાસ લેતો હતો.

'ત્યારથી હું ક્રાન્તિકારી બન્યો, હું,' જરા શાંત થયો એટલે તે બોલ્યો. અને પછી થોડા શબ્દોમાં તેણે પોતાની વાત સમાપ્ત કરી.

તે નારોડોવોલ્સ્ટવોનો[1] અનુયાયી હતો એટલું જ નહિ પણ ‘ સંહારકદળ ’નો તે નાયક હતો. આ સંહારક દળનો આશય સરકારને ત્રાહિતોબા પોકરાવવાનો અને એ રીતે તે પોતાની મેળે સત્તા છોડી દે એવી સ્થિતિ ઊભી કરવાનો હતો. આ આશય સફળ કરવા માટે તેણે પીટર્સબર્ગ, કીફ, ઓડેસ્સા અને બીજા ભાગોનો પ્રવાસ કરેલો અને સર્વત્ર તે સફળ થએલો. તેણે જેના પર પૂરેપૂરો વિશ્વાસ રાખેલો એવા એક માણસે તેને દગો દીધેલો. પછી તેની ધરપકડ થએલી, તેના પર કામ ચલાવવામાં આવેલું, અને બે વરસ જેલમાં રાખીને તેને મોતની સજા કરવામાં આવેલી; પણ પાછી તે સજા હળવી કરીને જિંદગીપર્યંતની સખત મજૂરીની શિક્ષા તેને ફરમાવવામાં આવેલી.

જેલમાં હતો તે દરમિયાન જ તેને ક્ષય લાગુ પડેલો, અને અત્યારે તે જે સંજોગોમાં મુકાયો હતો તેમાં તે માંડ થોડા માસ જીવે એવું હતું. આ વાત તે જાણતો હતો, પણ આથી તેને પસ્તાવો કે ખેદ થતો નહોતો. તે તો ઊલટો એમ કહેતો હતો કે પોતે જોએલા એવા બનાવો જેમાં શક્ય હોય એવા સંજોગો નાબૂદ કરવા માટે તો પોતે, હજી જો બીજું જીવન પોતાની પાસે હોય તો તેનો પણ આવો જ ઉપયોગ કરે.

આ માણસની જીવનકથાએ અને તેની સાથેના પરિચયે નેખ્લ્યુડોફને અત્યાર સુધીમાં જે કંઈ નહોતું સમજાતું તે સઘળું સમજાવી દીધું.

૧. જુઓ ‘નવો અવતારઃ પ્રથમ ખંડ’ પૃ. ૩૭૯

આવતાં ગયાં. તેમ તેમ મોટાં ને મોટાં થતાં ગયાં. આખરે પડાવની વાડના સળિયા, આંટા મારતા ચોકીદારની આકૃતિ, ધોળા ને કાળા ચટાપટાથી ચીતરેલો થાંભલો, અને ચોકીદારને બેસવાની જગા એ બધું દેખાવા લાગ્યું.

તેઓ નજીક ગયા એટલે રિવાજ મુજબ ચોકીદારે 'કૌન હય?'ની બૂમ પાડી, અને તેઓ અજાણ્યા આદમી છે એમ જોતાં તે એટલો કડક બન્યો કે વાડ નજીક તેમને ઊભા રહેવા દેવા પણ તેણે ના પાડી. પણ નેખ્લ્યુડોફનો ભોમિયો કંઈ તેની કડકાઈથી ગભરાઈ જાય એવો નહોતો.

'અરે જવાન! એટલો બધા આકરો કાં થાય છે? જઈને તારા ઉપરીને જગાડી આવ ત્યાં સુધી અમે અહીં ઊભા છીએ.'

ચોકીદારે કંઈ જવાબ ન દીધો, પણ અંદર દરવાજા ભણી કંઈક બૂમ મારી ને આ કદાવર ખાંધવાળો જુવાન ઊભડ નેખ્લ્યુ-ડોફનાં જોડા ઉપરથી લાકડાના એક ટુકડા વડે દીવાના અજવાળામાં કાદવ ઉખેડતો હતો તે જોઈ રહ્યો. વાડની અંદરની બાજૂએથી કંઈક ખખડાટ થયો, દરવાજો ઊઘડ્યો, અને અંધારામાંથી ખભે મોટો ઝભ્ભો પહેરેલો એક હવાલદાર દીવાનું અજવાળું હતું ત્યાં બહાર આવ્યો.

આ હવાલદાર પેલા ચોકીદાર જેટલો કડક નહોતો, પણ તે પંચાતિયો બહુ હતો. નેખ્લ્યુડોફ કોણ છે, અને અમલદારનું એને શું કામ છે એ બધી વાત જાણવા તેણે દબાણ કર્યું. આમ કરવાનું કારણ અલબત્ત એ હતું કે આ માણસ પાસેથી ચાપાણીના થોડા પૈસા મળી શકશે એમ તે સમજી ગયો હતો, અને એ પૈસા મેળવવાની તક જવા ન દેવી એ તેનો આશય હતો. નેખ્લ્યુડોફે

કહ્યું કે પોતે ખાસ કામસર આવેલ છે, અને આભારનો બદલો વાળ્યા વિના નહિ રહે. એમ કહી એણે હવાલદારને પૂછ્યું કે 'મારી ચિઠ્ઠી તમે તમારા ઉપરી કને લઈ જશો ?' હવાલદાર તે ચિઠ્ઠી લઇ માથું હલાવી ચાલતો થયો.

કંઈક વખત પછી દરવાજાનાં બારણાં ફરી પાછાં ખખડ્યાં, અને ટોપલીઓ, પેટીઓ, લોટા, ને કોથળા લઈને આવતી તથા દરવાજાના ઊંબર પરથી ચાલતાં ચાલતાં એમની ખાસ સાઇબીરિયન બોલીમાં મોટેથી વાતો કરતી બૈરીઓ અંદરથી નીકળી. એમાંની કોઇ પણ બૈરીએ ગામડાનો પોશાક પહેર્યો નહોતો, સૌએ જાકીટ ને રૂંવાટીની કોરવાળા ડગલા એવો શહેરી ઢબનો પોશાક પહેર્યો હતો. તેમણે પાલવ ઊંચે ચડાવી દીધા હતા, અને માથે શાલ વીંટાળી દીધી હતી. નેખ્લ્યુડોફ અને તેના ભોમિયાને દીવાના અજવાળામાં તે કૌતુકથી જોઇ રહી. પેલા કદાવર ખાંધવાળા આદમીને જોઇને તેમાંની એક બૈરીએ તો સ્પષ્ટ આનંદ પ્રકટ કર્યો અને હેતથી તેના પર સાઇબીરિયાની રીત મુજબ ગાળોની ઝડી વરસાવી.

'તને સેતાન લઇ જાય, પીટ્યા! અહીં શું કર છ, રેયા?' તેને સંબોધીને તે બોલી.

'આ વટેમાર્ગુને વાટ બતાવવા આવ્યો'તો અહીં,' એ જુવાને કહ્યું. 'ને તું અહીં શું લાવી'તી?'

'દૂધ ને માખણ ને એવું બધું. સવારે પણ પાછું બીજું લાવવાની છું.'

'તે હેં અલી, તને ત્યાં રાત રાખવાનું મન ન થયું એ લોકોને?'

'જા મારા રોયા જુઠ્ઠા!' હસતાં હસતાં તે બોલી ઊઠી. 'એલા, પણ ગામ સુધી અમારી સાથે ચાલ.'

જવાબમાં ભોમિયો કંઈક એવું બોલ્યો કે બધી બૈરીઓ જ નહિ, પણ ચોકીદાર પણ હસી પડ્યો; પછી નેખ્લ્યુડોફ તરફ વળીને તે બોલ્યો:—

'તમને એકલા રસ્તો જડશે, ખરું ને? ભૂલા તો નહિ પડો, કેમ?'

'હા, મને રસ્તો બરાબર જડશે.'

'દેવળ વટાવોને, પછી પેલા બે માળના મકાનથી બીજું જ ઘર છે એ. ને હા, લ્યો આ મારી ડાંગ,' પોતાના કરતાં પણ લાંબી એવી ડાંગ તેના હાથમાં હતી તે નેખ્લ્યુડોફને આપી તે બોલ્યો; અને પોતાના મોટા જોડાથી કાદવના છાંટા ઉડાડતો તે બૈરીઓની સાથે અંધારામાં અદૃશ્ય થયો.

બૈરીઓના અવાજ ભેગો ભેગો તેનો અવાજ ધુમ્મસમાં થઈને આવતો હજુ સંભળાતો હતો; એવામાં દરવાજો ફરી પાછો ખખડ્યો, ને હવાલદારે આવી પોતાની પાછળ પાછળ ચાલી અમલદાર પાસે આવવા નેખ્લ્યુડોફને કહ્યું.

# પ્રકરણ આઠમું

એમના ઉતારાના આ મકાનની ચોતરફ, સાઇબીરિયાના રસ્તા પરનાં આવાં સર્વ મકાનોમાં હોય છે તેમ, અણીદાર સળિયાની વાડવાળું ચોગાન આવેલું હતું, અને તેમાં એક એક માળનાં ત્રણ મકાન હતાં. આમાંનું એક સૌથી મોટું હતું તેને સળિયાવાળી બારીઓ હતી અને તે કેદીઓ માટે હતું; બીજું રક્ષક સૈનિકો માટે હતું; અને ત્રીજું હતું તેમાં ઑફિસ હતી ને તેમાં ઉપરી અમલદારનો ઉતારો હતો. ત્રણે મકાનની બારીઓમાં દીવા બળતા હતા, અને આવા સઘળા દીવાની પેઠે તે આગાહી આપતા હતા (અહીં વિશિષ્ટ ભ્રામક રીતે આગાહી આપતા હતા) કે અંદર સુખસગવડની કંઈક સામગ્રી છે. મકાનોના દરવાજા આગળ બત્તી બળતી હતી, અને દીવાલની બાજૂમાં પણ બીજા પાંચ દીવા આંગણાને અજવાળી રહ્યા હતા. ચોગાનમાં એક પાટિયું પડ્યું હતું તે બાજૂએ થઇ હવાલદાર નેખ્લ્યુડોફને સૌથી નાનું હતું તે મકાનના દરવાજા ભણી લઇ ગયો. તેનાં ત્રણ પગથિયાં ચડ્યા પછી તેણે નેખ્લ્યુડોફને આગળ થઇ અગ્રખંડમાં જવા દીધો. આ અગ્રખંડમાં એક નાનકડો દીવો બળતો હતો અને તે બધો ધુમાડાના ગોટાથી ભરાઇ ગયો હતો. ભંઠી આગળ એક સૈનિક એક ખડબચડું ખમીસ, નેકટાઇ, કાળો ચોરણો ને એક હોલ-બૂટ પહેરીને બીજા હોલબૂટનો ધમણ તરીકે ઉપયોગ કરી

'રાત લાંબી છે. ઘણો વખત મળશે તમને. હું હુકમ કરીને તમારી પાસે તેને મોકલીશ.'

'પણ છે ત્યાં જ તેને હું મળી નહિ શકું? એને બોલાવવી શું કામ?'

'રાજકીય કેદીઓના ખંડમાં? એ તો કાયદા વિરુદ્ધ છે.'

'મને તો ઘણી વાર એ રીતે જવાની રજા મળી છે. જો કંઈ એવી ધાસ્તી હોય કે હું છૂપી રીતે તેમને કંઈક આપીશ, તો તે તો આ બાઈ મારફતે પણ થઈ શકે એવું છે.'

'અરે ના, તેની તો જડતી લેવાવાની,' અમલદાર બોલ્યો, અને અરુચિકર રીતે હસ્યો.

'વારુ, તો પછી મારી જ કાં જડતી ન લેવી?'

'ભલે, જડતી લીધા વગર પણ અમે ગોઠવણ કરી શકીશું,' કીટલીનું મોં ઉઘાડીને અને નેખ્લ્યુડોફના પ્યાલા આગળ ધરીને અમલદારે કહ્યું: 'તમને આપું થોડી? નહિ? તમારી ઇચ્છા. અહીં સાઇબીરિયામાં રહેતા હોઈએ ત્યારે કોઇ પણ કેળવાએલો સંસ્કારી માણસ મળે ત્યારે અતિશય આનંદ થાય છે. જુઓ છો ને, અમારું કામ તો બહુ ગમગીની ઉપજાવે એવું છે, અને માણસ જો આથી ઉચ્ચ વાતાવરણમાં રહ્યો હોય તો આ કામ તેને બહુ આકરું લાગે છે. લોકોને અમારે માટે એવો ખ્યાલ હોય છે કે રક્ષક અમલદારો તો અણઘડ, બિનકેળવાએલ માણસો હોય છે, ને એ વાત તો કોઇ ધ્યાનમાં જ લેતું જણાતું નથી કે અમે આથી કોઈ છેક જ ભિન્ન પ્રકારના પદને માટે જન્મ્યા હોઇએ એવો પણ સંભવ છે.'

આ અમલદારનો લાલ ચહેરો, તેનું અત્તર, તેની વીંટીઓ અને ખાસ કરીને તો તેનું આ અરુચિકર હાસ્ય, એ બધાંથી

નેખ્લ્યુડોફ્ને અત્યંત ઘૃણા વછૂટી; પણ આ આખા પ્રવાસ દરમિયાન તેમ અત્યારે પણ એ એવી ગંભીર સંભાળભરી મનોદશામાં હતો કે કોઈ પણ માણસ તરફ અપમાન કે તિરસ્કારસૂચક રીતે એ વર્તી શકે એમ નહોતો; પણ એ પોતે માનવી સાથેના આ સંબંધને માટે સ્વગત કહેતો તેમ, સર્વ સાથે બધી વાત 'પૂરેપૂરી' કરવી આવશ્યક લાગે એવી મનોદશામાં એ હતો. આ અમલદારની વાત સાંભળી તથા તેની મનોદશા સમજ્યો એટલે એ ગંભીર રીતે બોલ્યો:—

'મને લાગે છે તમારી પરિસ્થિતિમાં પણ દુઃખિયારાં હેરાન થતાં માણસોને મદદ કરીને તમે કંઇક ચિત્તશાંતિ મેળવી શકો.'

'એમને શું દુઃખ છે? આ લોકો કેવાં છે એની તમને ખબર નથી.'

'એ કંઈ કોઇ ખાસ અવનવી જાતનાં લોકો નથી,' નેખ્લ્યુડોફે કહ્યું. 'બીજાં માણસો જેવાં જ બરાબર એ પણ માણસો છે, અને એમાં કેટલાંક તો સાવ નિર્દોષ છે.'

'અલબત્ત, એમાં પણ સઘળી જાતનાં માણસો છે, અને એમના ઉપર કુદરતી રીતે જ આપણને દયા આવે છે. અમારામાંના કેટલાક અમલદારો તો એવા હોય છે. એક તલભાર રાહત ન આપે કે કડકાઇ ઓછી ન કરે, પણ હું એમની દશા બને ત્યાં હળવી કરવા યત્ન કરું છું. બીજા અમલદારો તો અક્ષરેઅક્ષર કાયદાને વળગી રહે છે ને તે છેક ગોળીબાર કરવાની હદ સુધી; પણ હું રહેમ રાખું છું........મારું માન રાખો, લ્યો એક બીજો પ્યાલો,' નેખ્લ્યુડોફ માટે બીજો ચાનો પ્યાલો ભરીને તેણે કહ્યું. 'ને આ તમે મળવા માગો છો એ બાઇ કોણ છે?' તેણે પૂછ્યું.

'કમનસીબ બાઈ છે એ. તે કૂટણખાનામાં ભરાઇ પડેલી અને ત્યાં ઝેર દેવાનું ખોટું તહોમત તેને માથે આવેલું, પણ બહુ સારી બાઇ છે તે,' નેખ્લ્યુડોફે જવાબ આપ્યો.

અમલદારે માથું હલાવ્યું.

'હા, એવુંય બને છે. એમા નામે એક બાઈ કઝાનમાં રહેતી હતી તેની વાત તમને કહું. જન્મે તો તે હુંગરીની હતી, પણ તેની આંખો આબાદ ઇરાની સુંદરી જેવી હતી.' એના સંસ્મરણે તેને સ્મિત સ્ફુર્યું તે રોકયું ન રોકાતાં તે બોલ્યો: 'તે એટલી બધી દમામદાર હતી કે તે કોઇ ઉમરાવબાનૂ બની શકત—'

નેખ્લ્યુડોફે તે અમલદારને અધવચથી રોકયો અને પોતે પહેલાં વાત કરતો હતો તે વિષય પાછો તેણે ઉપાડયો.

'મને લાગે છે તમારા તાબામાં છે એટલો વખત તમે આ લોકોનો દુઃખનો બોજો કંઇક હળવો કરી શકો, અને એમ કરો તો મને ખાતરી છે કે તમને અત્યંત આનંદનો અનુભવ થાય,' જાણે કોઈ પરદેશી કે કોઇ બાળક આગળ બોલતો હોય એવી રીતે બધા શબ્દો ખૂબ સ્પષ્ટ રીતે બોલીને નેખ્લ્યુડોફે કહ્યું.

આ ક્યારે બોલતો બંધ પડે અને ક્યારે પોતે ઈરાની સુંદરીના જેવી આંખોવાળી હુંગરીની બાઇની વાત આગળ ચલાવી શકે તેની અધીરાઈથી વાટ જોતો એ અમલદાર નેખ્લ્યુડોફને ચમકતી આંખે જોઈ રહ્યો. આ હુંગરીની બાઇની મૂર્તિ તેનાં કલ્પનાચક્ષુ આગળ તાદૃશ રૂપમાં ખડી થઇ હોય અને તેનું સમગ્ર ધ્યાન તેનામાં જ પરોવાઇ ગયું હોય એમ સ્પષ્ટ રીતે દેખાતું હતું.

'હા, અલબત્ત, એ બધી વાત સાવ સાચી છે,' તેણે કહ્યું 'અને હું એમના પર રહેમ રાખું પણ છું; પણ મારે આ એમાની વાત તમને કરવી છે, તમને ખબર છે, એણે શું કર્યું એ—?'

'મને એમાં રસ નથી,' નેખ્લ્યુડોફે કહ્યું, 'મારે તમને નિખાલસ રીતે કહેવું જોઇએ કે જોકે હું પોતે એક વખત સાવ જુદી જાતનો આદમી હતો, છતાં સ્ત્રીઓ સાથેનો એ જાતનો વ્યવહાર અત્યારે હું ધિક્કારું છું.'

હબકી ગયા જેવી નજરે એ અમલદારે નેખ્લ્યુડોફ ભણી જોયું.

'થોડી વધુ ચા નહિ લ્યો ?'

'ના, આભાર થયો.'

'બર્નોફ !' અમલદારે બૂમ પાડી, 'આ ગૃહસ્થને વાકુલોફ પાસે લઈ જા. એમને ઈલાયદા રાજકીય ખંડમાં દાખલ થવા દેવાનું તેને કહેજે. તપાસ થાય ત્યાં સુધી તેઓ ભલે ત્યાં રહે.'

## પ્રકરણ નવમું

**આ** નોકરની સાથે નેખ્લ્યુડોફ બત્તીના લાલ પ્રકાશથી આછા અજવાળાએલા ચોગાનમાં બહાર આવ્યો.

'કઈ બાજૂ ?' નોકરને ઉદ્દેશી એક રક્ષક સૈનિકે પૂછ્યું.

'ઇલાયદા ખંડ, નં. ૫ માં.'

'અહીંથી નહિ જઇ શકાય, તાળું માર્યું છે. ફરીને બીજે રસ્તેથી જવું પડશે.'

'કેમ ?'

'સાહેબ ગામમાં ગયા છે ને કૂંચી સાથે લેતા ગયા છે.'

'ઠીક ત્યારે, આ બાજૂ આવો.'

નોકર કેટલાંક પાટિયાં ઉપર થઇને નેખ્લ્યુડોફને બીજે પ્રવેશદ્વારે લઇ ગયો. હજુ ફળીમાં હતો ત્યાં જ, મધમાખો બચ્ચાં પેદા કરતી હોય તે વખતે મધપૂડામાં થાય છે એવી સામટી ધમાલ ને શોરબકોરનો અવાજ અંદરથી આવતો નેખ્લ્યુડોફ સાંભળી શકતો હતો; પણ એ પાસે આવ્યો અને બારણું ખૂલ્યું એટલે તો એ અવાજ વધારે મોટો બન્યો, અને હોકારા, ગાળાગાળી તથા હાસ્યના રૂપમાં તે ફેરવાઇ ગયો. એણે બેડીઓનો ખણખણાટ સાંભળ્યો અને એને અતિ પરિચિત એવી બદબોનો એની ઘ્રાણેંદ્રિયને અનુભવ થયો.

હમેશની માફક, અવાજો આ શોરબકોર, બેડીઓનો ખણખણાટ અને બંધિયાર બદબો, એ બધી વસ્તુઓએ એકસામટાં આવી નેખ્લ્યુડોફમાં દારુણ સંવેદન ઉત્પન્ન કર્યું અને પ્રથમ એના અંતરમાં માનસિક અરુચિ–એક પ્રકારની ચિત્તના ચૂંથારા જેવી લાગણી–પેદા કરી, તે માનસિક અરુચિએ પછી પાછી શારીરિક અરુચિનું–ઊલટી થાય એવી શારીરિક ચૂંથારાની લાગણીનું–રૂપ પકડ્યું, અને આ માનસિક તેમ શારીરિક ઉભય પ્રકારની અરુચિ સેળભેળ થઈને પરસ્પરની ઉત્કટતામાં ઉમેરો કરવા લાગી.

દાખલ થતાં જ નેખ્લ્યુડોફે જે પહેલી વસ્તુ જોઈ તે એ હતી કે એક મોટા ગંધાતા પીપની કોર પર એક બૈરી બેઠી હતી, ને ભૈયા જેવી વાડકાટોપી પોતાના બોડાવેલા માથાની એક બાજૂ પર રાખીને એક આદમી તેની સામે ઊભો હતો. એ બન્ને જણ કંઇક વાત કરી રહ્યાં હતાં. નેખ્લ્યુડોફને દેખી એ આદમીએ આંખનો મીચકારો કરી કહ્યું:

'ખુદ ઝાર પણ પાણી ખાળી શકે એમ નથી.'

પણ બૈરીએ પોતાનાં વસ્ત્રનો પાલવ ખેંચીને હેઠો નાખી દીધો અને તે ઝંખવાણી પડી ગઈ હોય તેવી લાગી.

દરવાજા આગળથી એક ચાલ શરૂ થતી હતી, અને એ ચાલમાં કેટલાંક દ્વાર પડતાં હતાં. પહેલો કુટુંબીઓનો ખંડ હતો, પછી અપરિણીતોનો ખંડ હતો, અને સાવ છેડે બે નાના ખંડો રાજકીય કેદીને માટે અલગ રાખ્યા હતા.

આ મકાનમાં દોઢસો કેદીને રહેવાની સગવડ હતી, તેને બદલે અત્યારે સાડાચારસો એકઠા થયા હતા એટલે એટલી બધી ગિરદી થઇ હતી કે બધા કેદીઓનો અંદર ખંડમાં સમાવેશ નહિ થવાથી કેટલાકને રસ્તામાં ધામા નાખવા પડયા હતા. કેટલાક ભોંયતળિયા પર બેઠા કે સૂતા હતા, તો કેટલાક ખાલી ચાદાની લઇને બહાર જતા હતા અથવા ઊકળતું પાણી તેમાં ભરીને પાછા આવતા હતા. આ રીતે પાછા આવનારમાં ટારાસ પણ હતો. પાછળથી આવીને તેણે નેખ્લ્યુડોફને પકડી પાડયો અને એને હેતથી આવકાર આપ્યો. ટારાસનો માયાળુ ચહેરો નાક ઉપરના તથા આંખ નીચેના કાળા ઉઝરડાને લીધે કદરૂપો બની ગયો હતો.

'તમને શું થયું?' નેખ્લ્યુડોફે પૂછ્યું.

'કંઇક થયું છે ખરું,' ટારાસે સ્મિત કરીને કહ્યું.

'એ બધું બૈરીને કારણે', ટારાસની પાછળ પાછળ આવતા એક કેદીએ કહ્યું, 'કાણા ફેડકાની સાથે તેને છૂટે હાથે બથ્થંબથ્થા થઇ'તી.'

'ને થીઓડોસિયાના શા ખબર છે?'

'એ તો મજા કરે છે. એની ચા માટે જ અત્યારે આ પાણી લઈ જાઉં છું,' એમ જવાબ આપી ટારાસ કૌટુંબિક ખંડમાં દાખલ થયો.

નેખ્લ્યુડોફે દ્વારમાં ડોકિયું કર્યું. આખો ખંડ સ્ત્રીપુરુષોથી ભરાઇ ગયો હતો. કેટલાંક ભીંતે જડેલી છાજલીરૂપી ખાટલામાં

બેઠાં હતાં, તો કેટલાંક તે છાજલીની નીચે હતાં. ભીનાં કપડાં સૂકવવા નાખ્યાં હતાં તેના બાફથી તે ખંડ ઊભરાતો હતો, અને બૈરાંના અવાજનો ગરબડાટ તો પળવાર અટક્યા વગર ચાલ્યા કરતો હતો. તે પછીનું બારણું એકલકેદીઓના ઓરડામાં પડતું હતું. આ ઓરડો તો આગલા કરતાં પણ વધારે ભરાઈ ગયો હતો; બારણાનો પ્રવેશમાર્ગ અને તેની આગળની ચાલ પણ ભીનાં કપડાં પહેરીને પડેલા, અથવા કંઈક કામ કરવામાં કે કશીક વાતનો તોડ કાઢવામાં મશગૂલ એવા અતિશય ઘોંઘાટ કરતા એક ટોળાએ રોકી પાડ્યાં હતાં. રક્ષક હવાલદારે આ બાબત ખુલાસો કર્યો કે ખોરાક ખરીદવાને નીમેલો કેદી એ ખરીદી માટે મળેલી રકમમાંથી ધુતારા જુગારીને અત્યારે પૈસા આપી રહ્યો હતો ( એ લુચ્ચો જુગારી ગમે તો કેદીઓ પાસેથી એ રકમ જીત્યો હતો અથવા તો કેદીઓને એ રકમ તેણે ધીરી હતી ) અને તેના બદલામાં ગંજીફાનાં પત્તાંની બનાવેલી નાની નાની ટિકિટો તેને આપતા હતા તે લેતો હતો. જ્યારે તેમણે રક્ષક સૈનિક અને તેની સાથે કોઈ ગૃહસ્થને જોયો ત્યારે છેક નજીક બેઠેલા ચૂપ થઈ ગયા અને તે બન્નેની પાછળ પાછળ દુર્વૃત્તિથી જોઈ રહ્યા. આ માણસોમાં નેખ્લ્યુડોફે ફેડોરોફને જોયો. તેને એ ઓળખતો હતો. તે સદાએ પોતાની પાસે સૂજી ગયા જેવા દેખાવના ને ઊંચી ચડાવેલી ભમરોવાળા એક અભાગિયા છોકરાને તથા નાક વિનાના, શીળીનાં ચાઠાંવાળા ને જુગુપ્સાજનક એવા એક ભામટાને પોતાની પાસે રાખતો હતો. આ ભામટો કેદીઓમાં નામીચો હતો, કેમકે નાસવાની કોશિશ કરતાં એક વાર તેણે એક સાથીદાર કેદીનું કાદવવાળી જમીનમાં ખૂન કરેલું, અને કહેવાતું હતું તે પ્રમાણે તેનું માંસ તે ખાઈ ગએલો. આ ભામટો, પોતાનો ભીનો ડગલો ખભે ભેરવીને, તથા નેખ્લ્યુડોફ તરફ ઉપકારભરી નજર બેધડક રીતે નાખીને એના

રસ્તા વચ્ચે ઊભો રહ્યો, અને એ આવ્યો તોપણ ત્યાંથી ખસ્યો નહિ. આથી નેખ્લ્યુડોફ તેની પડખે થઇને પસાર થયો.

જો કે આ પ્રકારનું દૃશ્ય નેખ્લ્યુડોફને સર્વથા પરિચિત બની ગયું હતું, જો કે છેલ્લા ત્રણ માસમાં આ ચારસો ગુનેગાર કેદીઓને એણે અનેક ભિન્ન ભિન્ન સંજોગોમાં જોયા હતા-તાપમાં, બેડી પહેરેલા પગ રસ્તા પર ઘસડવાથી ઊડેલી ધૂળના વાદળમાં ઢંકાઇ ગએલાં, રસ્તા પરના વિસામાનાં સ્થળોમાં, ઉતારાનાં મકાનોમાં અને ઊકળાટની ઋતુમાં બધાં બહાર ચોગાનમાં પડયાં હોય, અને ત્યાં અત્યંત ભયંકર ને છેક જ ખુલ્લા નફ્ફટ ભ્રષ્ટાચારના બનાવો બની રહ્યા હોય એવા અનેક ભિન્ન ભિન્ન સંજોગોમાં જોયા હતા—છતાં જ્યારે જ્યારે એ તેમની વચ્ચે આવતો અને અત્યારની પેઠે તેમનું લક્ષ પોતાના પર ઠેરવાએલું જોતો ત્યારે ત્યારે એના અંતરમાં શરમની લાગણી પેદા થતી તથા તેમના પ્રત્યેના પોતાના પાપનું એને ભાન થતું અને એ બન્ને વૃત્તિઓ એને દારુણ દુઃખ દેતી. શરમ ને પાપની આ વૃત્તિમાં વળી ઘૃણા ને ત્રાસની અદમ્ય વૃત્તિનું મિશ્રણ થતું. એ સમજતો હતો કે તેઓ મુકાયા હતા એવા સંજોગોમાં તેઓ અત્યારે છે એવા જ હોઇ શકે, અને છતાં તેમના પ્રત્યેની પોતાની જુગુપ્સાની વૃત્તિ એ દબાવી શકતો ન હતો.

'એ બધા ખાઉકડોને ઠીક છે,' પોતે રાજકીય કેદીઓના ખંડ નજીક પહોંચ્યો એટલે ઘોઘરા અવાજે કોઇકને આમ કહેતો નેખ્લ્યુડોફે સાંભળ્યો. આ શબ્દો સાથે બોલનારે થોડા ભૂંડી ગાળના અપશબ્દો પણ ઉચ્ચાર્યા એટલે તરત ખારીલા ઉપહાસભર્યા હાસ્યનો મોટો અવાજ આવ્યો.

# પ્રકરણ દસમું

**અપરિણીતોનો** ખંડ વટાવ્યા પછી નેખ્લ્યુડોફની સાથે આવેલો હવાલદાર એને મૂકીને ચાલ્યો ગયો અને કહેતો ગયો કે તપાસ શરૂ થશે તે પહેલા એને લેવા પોતે આવશે. હવાલદાર ગયો કે તરત પોતાની બેડીઓ ઊંચી ઝાલી રાખીને તથા ઉઘાડે પગે ઝડપભેર પગલાં ભરતો ભરતો એક કેદી નેખ્લ્યુડોફની છેક પાસે આવ્યો, એને પરસેવાની ખાટી આકરી વાસથી ઘેરી વળ્યો, અને રહસ્યભરી રીતે ધીમા અવાજે કાનમાં બોલ્યોઃ

'જી, આ કામ તમારા હાથમાં લેજો. એ બધાએ મળીને છોકરાને સાવ બનાવ્યો છે; દારૂ પાઇને તેમણે એને ભાનભૂલ્યો કરી મૂક્યો છે, ને આજે તપાસ વખતે એણે પોતાનું નામ કાર્માનોફ છે એવું જણાવી પણ દીધું છે. માટે સાહેબ, તમે એ અટકાવો, અમારામાં એ કામ કરવાની હિંમત નથી. કરીએ તો મારી નાખે એ લોકો અમને,' અને આસપાસ ચિંતાભરી દૃષ્ટિ નાખીને તે પાછો ચાલ્યો ગયો.

વાત આમ બની હતીઃ કાર્માનોફ નામે એક ગુનેગાર હતો. તેણે, દેશનિકાલની સજા પામેલા અને દેખાવમાં પોતાને મળતા આવતા એવા એક જુવાનને પોતાની સાથે નામની અદલાબદલી કરી પોતાને ઠેકાણે ખાણોમાં મજૂરી કરવા જવા, અને તેને ઠેકાણે પોતાને દેશનિકાલની સજા ભોગવવા દેવા સમજાવ્યો હતો.

આ પ્રમાણે કરવા ધારેલી અદલાબદલીની વાત નેખ્લ્યુડોફ જાણતો હતો. કોઈક કેદીએ અઠવાડિયા ઉપર એને તે કહી હતી. પોતે તે વાત સમજ્યો છે, અને પોતાથી બનશે તે કરશે એમ સૂચવવા માથું હલાવી, પાછું વાળી જોયા વિના નેખ્લ્યુડોફ આગળ ચાલ્યો.

એની પાસે આવીને વાત કરી ગએલા તે માણસને નેખ્લ્યુડોફ ઓળખતો હતો, અને તેના આ કામથી એને આશ્ચર્ય થયું. એકટેરિનબર્ગમાં હતો ત્યારે આ કેદીએ પોતાની બૈરી પોતાની સાથે સાથે આવી શકે એવી પરવાનગી મેળવી આપવા નેખ્લ્યુડોફને વિનંતિ કરી હતી. છેક સામાન્ય ખેડૂતો હોય છે એ પ્રકારનો તે માણસ હતો. તેનું કદ મધ્યમ હતું, તેની ઉંમર આશરે ત્રીસ વરસની હતી, અને ખૂન ને લૂંટની કોશિશ કર્યા બદલ તેને સખત મજૂરીની સજા થઈ હતી. તેનું નામ મકાર ડેવ્કિન હતું. તેનો ગુનો બહુ વિચિત્ર પ્રકારનો હતો. એનો જે અહેવાલ તેણે નેખ્લ્યુડોફને આપ્યો તેમાં તેણે કહેલું કે આ કંઈ તેનું પોતાનું કામ નહોતું, પણ **પેલાનું**, એટલે કે સેતાનનું, તે કામ હતું. તેણે કહ્યું કે પોતાના બાપ પાસે એક વટેમાર્ગુ આવેલો અને છવ્વીસ માઈલ દૂર આવેલા એક ગામ જવા માટે તેણે એક બરફગાડી ભાડે કરેલી. આ અજાણ્યા માણસને ગાડીમાં બેસાડી તે ગામ પહોંચાડવા તેના બાપે તેને કહ્યું. મકારે ઘોડા પર સામાન નાખ્યો, કપડાં પહેર્યાં, અને એ આગંતુકની સાથે ચા પીવા બેઠો. ચા પીતાં પીતાં તે આગંતુકે વાત કરી કે પોતાનાં લગ્ન થવાનાં છે, અને મોસ્કોમાં પોતે કમાએલો તે પાંચસો રૂબલની રકમ અત્યારે પોતાની પાસે છે. આ વાત સાંભળી એટલે મકારે ચોગાનમાં જઈ ગાડીમાં ખડ નીચે એક કુહાડી મૂકી.

'ને આ કુહાડી હું શું કામ લેતો હતો તેની મને પોતાને પણ ખબર નહોતી,' તે બોલ્યો. '"કુહાડી લઇ લે" પેલો કહે

છે, એટલે મેં લઇ લીધી. અમે ગાડીમાં બેસીને ઊપડ્યા. કંઈ ભૂલા ન પડતાં અમે બરાબર સાચે રસ્તે ચાલ્યા. પેલી કુહાડીની વાત તો હું ભૂલી પણ ગયો. વારુ, ત્યારે આમ વાટ કાપતાં કાપતાં અમે એ ગામની નજીક પહોંચવા આવ્યા હતા. ફક્ત ચારેક માઇલ બાકી રહ્યા હતા. આડબીડ ખેતરાઉ રસ્તા પરથી સરિયામ ગાડારસ્તા પર જવાનો માર્ગ ટેકરીના ચડાવ પર થઇને જતો હતો, એટલે હું નીચે ઊતર્યો. હું ગાડીની પાછળ પાછળ ચાલતો હતો, ત્યાં **પેલો** મારા કાનમાં કહે છ, "એલા, શો વિચાર કરે છ? ટેકરીની ટોચે પહોંચીશ એટલે સરિયામ રસ્તા પર માણસો મળવાના, ને પછી તરત ગામ આવવાનું. એટલે આ માણસ પૈસા લઈને ચાલતો થશે; માટે તારે કરવું હોય તો વખત અત્યારે જ છે." એટલે જાણે ઘાસ બરાબર સરખું કરતો હોઉં એમ હું ગાડી તરફ નીચો નમ્યો, ત્યાં પેલી કુહાડી આપોઆપ ઊછળીને અનાયાસે જ મારા હાથમાં પડતી લાગી. પેલા માણસે પાછું વાળી જોયું ને પૂછ્યું, "શું કરે છે તું?" મેં કુહાડી ઉપાડી તેને મારીને ઢાળી દેવા કોશિશ કરી, પણ તે ચાલાક હતો એટલે એકદમ કૂદીને તેણે મારા બન્ને હાથ ઝાલી રાખ્યા. "શું કરે છે તું, હરામખોર?" તે બોલ્યો. તેણે મને બરફમાં નાખી દીધો, ને એ વખતે હું સામો પણ ન થયો, ને એમ ને એમ તાબે થઈ ગયો. તેણે પોતાના પટ્ટા વડે મારા હાથ બાંધી મને ગાડીમાં નાખ્યો, અને સીધો જ મને પોલીસચોકીએ લઇ ગયો. પછી મને કેદમાં નાખ્યો ને મારા પર કામ ચાલ્યું. ગામપંચાયતે મારી ચાલચલગત વિશે સારો અભિપ્રાય આપ્યોઃ તેણે કહ્યું હું ભલો માણસ છું, ને મારામાં કશું કહેવાપણું તેમણે કદી જોયું નથી. જે જે માલિકોના હાથ નીચે મેં કામ કરેલું તેમણે પણ મારે

વિશે સારો મત આપ્યો, પણ વકીલ રાખવા જેટલા પૈસા અમારી પાસે નહોતા, એટલે મને ચાર વરસ સખત મજૂરીની સજા થઇ.'

ત્યારે આ માણસે, પોતાના એક વતનભાઇને બચાવવાની ઇચ્છાથી એક કેદી વિશેની ગુપ્ત વાત, એ વાત કહેવાથી પોતે પોતાની જિન્દગી જોખમમાં મૂકે છે તે જાણતો હતો તોપણ, નેખ્લ્યુડોફને કરી હતી. આ વાત તેણે કર્યાની હકીકત કોઇને જો માલૂમ પડી હોત તો એ સૌ લોકો તેને જરૂર ગળચી દાબીને મારી જ નાખત.

## પ્રકરણ અગિયારમું

રાજકીય કેદીઓને બે નાના ખંડમાં રાખ્યા હતા. આ ખંડનાં બારણાં ચાલીના એક ભાગમાં પડતાં હતાં. ચાલીનો એટલો ભાગ આંતરો ભરીને જુદો પાડવામાં આવ્યો હતો. ચાલના આ ભાગમાં પેસતાં નેખ્લ્યુડોફે સાઇમનસનને તેનું રબ્બરનું જાકીટ પહેરીને તથા હાથમાં પાઇનના લાકડાનો કકડો ઝાલીને, એક ભઠ્ઠીની આગળ નીચો નમીને બેઠેલો દીઠો. ભઠ્ઠીની અંદરની ગરમીને લીધે તેનું બારણું કંપતું હતું.

નેખ્લ્યુડોફને જોયો એટલે પોતાનાં આગળ પડતાં ભવાં નીચેથી તેણે એના ઉપર ઊંચી નજર નાખી, અને બેઠા બેઠા જ તેણે એને પોતાનો હાથ ધર્યો.

'તમે આવ્યા એટલે હું રાજી થયો, મારે તમારી સાથે વાત કરવી છે,' સૂચક ભાવપૂર્વક નેખ્લ્યુડોફની આંખ પર સીધી દૃષ્ટિ નાખીને તેણે કહ્યું.

'હં, બોલો, શી વાત કરવી છે?' નેખ્લ્યુડોફે પૂછ્યું.

'પછી કહીશ. હમણાં તો હું કામમાં છું.' આટલું કહી સાઇમનસન વળી પાછો ભઠ્ઠી તરફ વળ્યો. આ ભઠ્ઠી તે ઓછામાં ઓછી ઉષ્માનો અપવ્યય થાય એ બાબતની પોતાની જે અમુક માન્યતા હતી તે મુજબ સળગાવતો હતો.

નેખ્લ્યુડોફ પહેલે બારણેથી અંદર દાખલ થવા જતો હતો એવામાં, એક ઠૂંઠી સાવરણી પર કચરાપૂંજાનો મોટો ઢગ નીચી નમીને ભઠ્ઠી તરફ હડસેલતી માસ્લોવા બીજે બારણેથી બહાર આવી. તેણે સફેદ જાકીટ પહેર્યું હતું, પાલવ ઊંચો ખોસી દીધો હતો, અને વાળ પર ધૂળ ન ઊડે એટલા માટે માથાનો રૂમાલ છેક ભવાં સુધી નીચો બાંધી દીધો હતો. નેખ્લ્યુડોફને દીઠો એટલે તે ટટ્ટાર થઈ ગઇ, તેનું મોં ઉત્સાહથી લાલચોળ બની ગયું, હાથમાંથી સાવરણી તેણે હેઠે મૂકી દીધી, અને પાલવ વડે હાથ લૂછી નાખી એની આગળ અટકીને ઊભી.

'હં, તું તો સાફસૂફીનું કામ કરતી લાગે છે,' હસ્તધૂનન કરીને નેખ્લ્યુડોફે કહ્યું.

'હા, મારું અસલનું કામ,' સ્મિત કરીને તેણે કહ્યું. 'પણ ધૂળ તો જુઓ!' કોઇ પાર વિનાની છે. તમને તો ખ્યાલ પણ નહિ આવે એનો. અમે તો ક્યારના ફરી ફરીને વાળ્યા જ કરીએ છીએ. કાં, દુપટ્ટો સુકાઇ ગયો?' સાઇમનસન તરફ વળીને તેણે પૂછ્યું.

'ઘણોખરો સુકાઇ ગયો,' તેના તરફ વિશિષ્ટ દૃષ્ટિ કરીને સાઇમનસને જવાબ આપ્યો. નેખ્લ્યુડોફે આ જોયું.

'ઠીક, ત્યારે એ લેવા હું આવું, ને ડગલા પણ સૂકવવા લેતી આવું......અમારા લોકો બધા ત્યાં અંદર છે,' બીજે

બારણેથી અંદર જતાં જતાં પહેલું બારણું બતાવીને નેખ્લ્યુડોફ્ને ઉદ્દેશી તેણે કહ્યું.

બારણું ઉઘાડી નેખ્લ્યુડોફ તે નાનકડા ઓરડામાં દાખલ થયો. ઓરડામાં એક પતરાના દીવાનું આછું અજવાળું પડતું હતું. દીવો ભીંત સાથે જડેલી અને ખાટલા તરીકે ઉપયોગમાં લેવા યોજેલી એક છાજલી પર મૂક્યો હતો. ઓરડામાં ઠંડી હતી, અને ધૂળની વાસ આવતી હતી ( વાળતાં વાળતાં ધૂળ ઊડેલી તેને હેઠી બેસવાનો હજુ વખત નહોતો મળ્યો ) તેમ સાથે ભેજ ને તમાકુની પણ વાસ આવતી હતી. નાનકડો પતરાનો દીવો નજીક હતો તે તેમના પર ઉજ્જ્વળ પ્રકાશ ફેંકતો હતો, પણ પથારીઓ બધી પડછાયાના ભાગમાં આવેલી હતી, ને દીવાલ પર કાળા ઓળા આમતેમ હાલ્યા કરતા હતા.

બે માણસોને ખોરાકખરીદીનું કામ સોંપ્યું હતું, એટલે તેઓ ગરમ પાણી ને ખાવાનું લેવા ગયા હતા, પણ તે બે સિવાયના બાકીના લગભગ બધા રાજકીય કેદીઓ આ નાનકડા ઓરડામાં એકઠા થયા હતા. મોટી બેબાકળી આંખો, ટૂંકડા વાળ, ને કપાળ પર તરી આવેલી એક નસવાળી નેખ્લ્યુડોફ્ની જૂની પરિચિત વેરા ડુખોવા અહીં હતી, ને તે અગાઉ કરતાં પણ દૂબળી ને ફીકી પડી ગઈ હતી, તેણે ભૂખરું જાકીટ પહેર્યું હતું, અને પોતાના મોં આગળ એક વર્તમાનપત્ર પાથરીને હાથના આંચકા મારતી મારતી સિગારેટ વાળતી બેઠી હતી.

એમીલી રાન્ટ્ઝેવાને નેખ્લ્યુડોફ સઘળા રાજકીય કેદીઓમાં સૌથી વધારે ખુશનુમા ને આનંદી ગણતો હતો. તે પણ અહીં હતી. અહીં તે ઘરવ્યવસ્થાની દેખરેખ રાખતી હતી અને અહીંના સૌથી કપરા સંજોગોમાં પણ ઘર જેવી સગવડ ને આકર્ષકતા તેણે

તજવીજ કરીને આણી હતી. બાંયો ઊંચી ચડાવીને તે દીવા પાસે બેઠી હતી, ને પ્યાલાં વગેરે વાસણો સાફ કરી કરીને સૂર્યના તાપમાં લાલ બની ગએલા પોતાના ચપળ હાથ વડે પથારીની છાજલી પર પાથરેલા એક કપડા પર મૂકતી જતી હતી. રાન્ટ્‌ઝેવા સાદા દેખાવની જુવાન બાઈ હતી. તેના ચહેરા પર કુશળતા ને કોમળતાની છાપ હતી, અને જ્યારે તે સ્મિત કરતી ત્યારે તેનો આ ચહેરો એકાએક આનંદી, ઉત્સાહી, ને મોહક બની જતો. નેખ્લ્યુડોફને તેણે અત્યારે આવકાર આપ્યો તે પણ એવા જ સ્મિતથી.

'લ્યો, અમે તો ધાર્યું કે તમે રશિયા પાછા ચાલ્યા ગયા,' તે બોલી.

મેરી પાવલોવ્ના પણ આંહીં હતી, અંધારા ખૂણામાં બેઠી બેઠી તે એક સુંદર વાળવાળી નાનકડી છોકરી બાળકના જેવી કાલી કાલી બોલીમાં વાતો કરતી હતી તે સાંભળતી હતી.

'તમે આવ્યા તે બહુ સારું કર્યું,' મેરી પાવલોવ્નાએ નેખ્લ્યુડોફને કહ્યું. 'કાટુશાને મળ્યા? અમારે ત્યાં તો એક મહેમાન આવેલ છે,' એમ કહીને તેણે એ નાનકડી છોકરી તરફ આંગળી કરી.

આનાતોલ ક્રિલ્ટ્‌ઝોફ પણ અહીં હતો. તે બનાતના જોડા પહેરીને, શરીર બેવડ વળી જાય એટલું બધું સંકોચાવીને, પગ શરીર તળે દબાવી રાખીને, અને હાથ ડગલાની બાંયોમાં ભેરવી રાખીને દૂરના ખૂણામાં ધ્રૂજતો બેઠો હતો. નેખ્લ્યુડોફને તે તાવભરી આંખે જોઈ રહ્યો. નેખ્લ્યુડોફ તેની પાસે જ જતો હતો. પણ દ્વારની જમણી બાજૂએ રબ્બરનું જાકીટ ને ચશ્મા પહેરેલો, લાલ ઝૂલફાંવાળો એક માણસ ફૂટડી સ્મિત કરતી ગ્રાબેટ્સ સાથે વાતો કરતો બેઠો હતો. આ પ્રખ્યાત ક્રાન્તિવાદી નોવોડ્‌વોરોફ

હતો. નેખ્લ્યુડોફ ઉતાવળો ઉતાવળો તેને નમસ્કાર કરવા ગયો. આવી ખાસ ઉતાવળ કરવાનું કારણ એ હતું કે આ બધા રાજકીય કેદીઓમાં આ એક જ માણસ એવો હતો જે એને નહોતો ગમતો. નોવોડ્વોરફ ઘૂરકતી આંખે નેખ્લ્યુડોફને જોઇ રહ્યો અને પોતાનો સાંકડો હાથ એની આગળ ધર્યો. આ બધો વખત તેની આંખો તેના ચશ્માની આરપાર ચમકી રહી હતી.

'કાં, મુસાફરીમાં મજા પડે છે ને?' સ્પષ્ટ વક્રોક્તિપૂર્વક તેણે પૂછ્યું.

'હા, રસ પડે એવી ઘણી બાબતોનો અનુભવ થાય છે,' જાણે તેના પ્રશ્નની અંદરની વક્રોક્તિ પર પોતાનું લક્ષ ન ગયું હોય ને એ પ્રશ્ન કેવળ સભ્યતાસૂચક પોતે સમજ્યો હોય એવી ઢબે નેખ્લ્યુડોફે તેનો જવાબ આપ્યો, અને પછી આગળ ક્રિલ્ટ્ઝોફ પાસે ગયો.

નોવોડ્વોરોફની વક્રોક્તિની જાણે પોતા પર જરાએ અસર ન થઇ હોય એવો દેખાવ તો જો કે નેખ્લ્યુડોફે ધારણ કર્યો, પણ ખરી રીતે એ એવો ઉદાસીન નહોતો રહી શક્યો. એને નાખુશ કરે એવું કંઇક કહેવા કે કરવાની સ્પષ્ટ ઇચ્છાવાળાં નોવોડ્વોરોફનાં આ વચનોએ જે માયાભરી મનોદશામાં નેખ્લ્યુડોફ અત્યારે હતો તેમાં વિઘ્ન નાખ્યું અને એ નિરુત્સાહ અને ગમગીન બની ગયો.

'કાં, કેમ છો?' ક્રિલ્ટ્ઝોફનો ઠંડો ધ્રૂજતો હાથ દબાવીને એણે પૂછ્યું.

'ઠીક છે, ફક્ત કેમે કરતો શરીરમાં ગરમાવો નથી આવતો; આખે શરીરે ભીંજાઇ ગયો'તો,' હાથ પાછા ઝડપથી ડગલાની બાંયોમાં ભેરવી દઇને ક્રિલ્ટ્ઝોફે કહ્યું. 'ને અહીં તો સાળી ઠંડી

પણ પાર વગરની છે. જુઓ, પેલી બારીના કાચ પણ તૂટી ગયા છે,' એમ કહી તેણે લોઢાના સળિયા પાછળના ભાંગી ગએલા કાચ બતાવ્યા. 'ને તમે કેમ છો? આટલા બધા દિવસ કેમ નહોતા આવ્યા અમારી પાસે?'

'મને આવવા નહોતા દેતા, એટલા બધા સખત સત્તાધારીઓ બન્યા હતા; પણ આજે અધિકારી કંઇક ઉદાર બનેલ છે.'

'હવે જાણ્યો ઉદાર!' ફિલ્ટ્ઝોફ બોલી ઊઠયો. 'આજે સવારે એણે શું કર્યું તે મૅરી પાવલોવ્નાને પૂછી જુઓ જરા.'

સવારે મુકામેથી નીકળ્યા પછી પેલી નાનકડી છોકરીના સંબંધમાં બનેલો બનાવ મૅરી પાવલોવ્નાએ પોતાની જગાએ બેઠાં બેઠાં કહી સંભળાવ્યો.

'મને લાગે છે, સૌએ સાથે મળીને એકસામટો વિરોધ કરવાની અનિવાર્ય જરૂર છે,' વેરા દુખોવાએ મક્કમ અવાજે છતાં ઘડીમાં આના તરફ તો ઘડીમાં પેલાના તરફ અનિશ્ચયાત્મક ને ભયભરી નજર નાખીને કહ્યું. 'લાડીમીર સાઇમનસને વિરોધ કર્યો'તો ખરો, પણ એટલો પૂરતો નથી.'

'હવે શો વિરોધ કરવો'તો?' ચિડાઇને ને ભવાં ચડાવીને ફિલ્ટ્ઝોફ બબડયો. તેની સાહજિકતાની ખામી, તેની રીતભાતની કૃત્રિમતા, અને તેની ગભરામણ, એ બધાને લીધે તે ક્યારનો ખિજાઈ રહ્યો હોય એમ લાગતું હતું.

'કાટુશાને મળવું છે?' નેખ્લ્યુડોફને ઉદ્દેશી તે બોલ્યો, 'બધો વખત તે બાપડી કામ કર્યા કરે છે. તેણે આ પુરુષોનો ઓરડો વાળ્યો ને હવે સ્ત્રીઓનો વાળવા ગઈ છે. વાંધો ફક્ત એટલો જ છે કે ગમે તેટલું વાળો તો ય આ ચાંચડ સાફ થઈ શકે એમ નથી. એ તો માણસને આખો ને આખો ચૂસી ખાવાના.

ને મેરી ત્યાં બેઠી બેઠી શું કરે છે?' મેરી બેઠી હતી તે ખૂણા તરફ ડોકું હલાવી તેણે પૂછ્યું.

'પોતાની ખોળે લીધેલી દીકરીના વાળ ઓળે છે,' રાન્દ્રઝેવાએ કહ્યું.

'પણ એ બધી જૂઓનું ધણ પછી અમારા પર નહિ તૂટી પડે?' ફ્રિન્દ્રઝોફે પૂછ્યું.

'ના રે; હું ખૂબ સંભાળ રાખું છું એની. ને હવે તો આ છોકરી સ્વચ્છ થઇ ગઇ છે: તું લે આને,' રાન્દ્રઝેવા તરફ ફરીને મેરીએ કહ્યું, 'ત્યાં હું જઇને કાટુશાને મદદ કરું, ને આમનો ગલપટ્ટો પણ લાવી આપું.'

રાન્દ્રઝેવાએ એ નાનકડી છોકરીને પોતાના ખોળામાં બેસાડી અને તેના જાડા, ખુલ્લા, નાનકડા હાથ માના જેવા હેતથી પોતાની છાતી સરસા દાબી તેને સાકરનો ગાંગડો આપ્યો.

મેરી પાવલોવ્ના ખંડમાંથી નીકળી એટલે પેલા બે માણસો ઊનું પાણી ને ખાવાનું લઇને અંદર આવ્યા.

## પ્રકરણ બારમું

અંદર આવ્યા તેમાં એક જણ ઠીંગણો, પાતળો, જુવાન માણસ હતો. તેણે ઉપર કપડું વીંટાળેલું એવો ઘેટાના ચામડાનો ડગલો અને મોટા જોડા પહેર્યા હતા. હાથમાં વરાળ કાઢતી એ કીટલી ને બગલમાં કપડે બાંધેલા રોટલા લઈને તે ત્વરિત પગલે ચાલતો હતો.

'ઠીક, ત્યારે આપણા પ્રિન્સ સાહેબે ફરી પાછાં દર્શન દીધાં ખરાં,' પ્યાલા પડખે કીટલી મૂકીને તથા રોટલા શન્ટ્ઝેવાને સોંપીને તે બોલ્યો. 'તમે અજબ થાઓ એવી વાનીઓ આજે તો અમે આણી છે,' ચામડાનો ડગલો બેઠેલાં માણસોના માથા ઉપરની પથારીવાળી છાજલી પર ફેંકી તેણે કહ્યું. 'માર્કેલે આજે દૂધ ને ઈંડાં લીધાં છે. આજે રાતે તો આપણે રીતસર મિજબાની જ માણવાનાં. ને જુઓ આ શન્ટ્ઝેવા! કેવી કલામય સ્વચ્છતા સર્વત્ર પ્રસરાવી રહી છે!' શન્ટ્ઝેવા તરફ સ્મિત કરીને તેણે કહ્યું. 'જુઓ, હવે એ આપણને ચા બનાવી આપશે.'

આ માણસનું સકલ સાન્નિધ્ય–તેની હિલચાલ, તેનો સાદ, ને તેની નજર, એ સઘળું–સર્વત્ર જોમ ને ગમ્મતનું વાતાવરણ ફેલાવતું હતું. તેની સાથે આવનારો બીજો માણસ તેનાથી સાવ ઊલટી જ પ્રકૃતિનો હતોઃ તે હતાશ ને ખિન્ન લાગતો હતો. તે ઠીંગણો ને લઠ્ઠ શરીરનો હતો. તેના ગાલનાં હાડકાં બહાર તરી આવ્યાં હતાં, તેની ચામડીનો વાન પીળો હતો, તેના હોઠ પાતળા હતા,

ને તેની સુંદર આંખો આસમાની રંગની હતી. તેણે જૂનો રૂ ભરેલો ડગલો ને લાંબા જોડા પહેર્યા હતા, અને હાથમાં દૂધની બે દહોણી તથા ઝાડની છાલની બનાવેલી બે ગોળ પેટીઓ ઝાલી હતી. આ વસ્તુઓ તેણે આવીને **રાન્ટ્ઝેવાના** મોં આગળ મૂકી. પછી તેણે ફક્ત ગરદન નમાવીને તથા એના પર આંખો ચોંટાડી રાખીને **નેખ્લ્યુડોફને** નમસ્કાર કર્યા. અને પછી પોતાનો ભીનો હાથ અચકાતા અચકાતા હસ્તધૂનન માટે આગળ ધરી તેણે ખાવાનું બધું બહાર કાઢવા માંડયું.

આ બન્ને રાજદ્વારી કેદીઓ આમવર્ગના હતા. પહેલા કેદીનું નામ **નાબાટોફ** હતું અને તે ખેડૂત હતો; બીજાનું નામ **માર્કેલ કોન્ડ્રાટયેફ** હતું અને તે કારખાનાનો કામગાર હતો. **માર્કેલ** પુખ્ત વયનો થયો ત્યાં સુધી ક્રાંતિકારી ચળવળમાં પડયો નહોતો, પણ **નાબાટોફ** તો અઢાર વરસનો હતો ત્યારથી તેમાં પડયો હતો. ગામડાની પ્રાથમિક શાળાનો અભ્યાસ પૂરો કર્યા પછી તેની અસાધારણ બુદ્ધિને લીધે તેને હાઈસ્કૂલમાં સ્થાન મળ્યું હતું. હાઈસ્કૂલમાં ભણ્યો તેટલો બધો વખત તેણે ખાનગી ગૃહશિક્ષણ આપીને પોતાનું ગુજરાન ચલાવેલું અને ત્યાંનો અભ્યાસ પૂરો થયે તેણે સુવર્ણપદક મેળવેલો. પછી તે આગળ વિદ્યાપીઠમાં ભણવા ન ગયો, કેમકે હાઈસ્કૂલના ઉપલા વર્ગમાં હતો ત્યારે જ તેણે લોકોમાં ભળી પોતાના અજ્ઞાન દેશભાઇઓમાં કેળવણીનો પ્રચાર કરવાનો ઠરાવ કર્યો હતો. અને આ ઠરાવ તેણે પ્રથમ એક મોટા ગામડામાં સરકારી કારકુનની નોકરી લઇને અમલમાં મૂક્યો. તેણે ખેડૂતો આગળ પુસ્તકો વગેરેનું વાચન કરવા માંડયું તથા તેમનામાં એક સહકારી ઔદ્યોગિક મંડળની યોજના કરી એટલે તેને તરત પકડવામાં આવ્યો. સરકારે તેને આઠ માસ જેલમાં રાખ્યા પછી છોડી મૂક્યો, પણ પછી પણ પોલીસની આંખ તેની પાછળ ને

પાછળ ફરતી જ રહી. તે છૂટો થયો કે તરત એક બીજે ગામ ગયો, ત્યાંની નિશાળનો મહેતાજી બન્યો, અને આગલા ગામના જેવી જ પ્રવૃત્તિ ત્યાં પણ આદરી. એટલે તેને વળી બીજી વાર કેદ કર્યો, અને ચૌદ માસ જેલમાં રાખ્યો. આ જેલવાસ દરમિયાન તેના આગળના રાજકીય વિચારો ઊલટા પ્રબળ બન્યા.

તે પછી તેને પર્મ રિયાસતમાં દેશનિકાલ કરેલો, પણ ત્યાંથી તે નાસી છૂટેલો. પછી તેને સાત માસ જેલમાં પૂરી રાખેલો ને તે પછી તેને દેશનિકાલ કરી આર્કેન્જલ રિયાસતમાં મોકલેલો. ત્યાંથી વળી તેણે નાસી જવા કોશિશ કરેલી, પણ તેને ફરી વાર પકડવામાં આવેલો અને યાકુત્સ્ક રિયાસતમાં દેશનિકાલની સજા કરવામાં આવેલી. આ રીતે તે ઉંમરલાયક થયો તે પછીની તેની અડધી જિંદગી તો જેલમાં ને દેશનિકાલની સજા ભોગવવામાં જ ગએલી. આ બધા સાહસપ્રસંગોએ તેનામાં કટુતા ન આણી તેમ તેને નિર્બળ ન બનાવ્યો, પણ એ પ્રસંગોએ તો ઊલટી તેની શક્તિને ઉત્તેજિત કરી. તે ખુશનુમા સ્વભાવનો જુવાનિયો હતો. તેની પાચનશક્તિ ખૂબ સરસ હતી. તે સદાએ પ્રવૃત્તિશીલ, ખુશમિજાજી, ને શક્તિથી છલકાતો જોવામાં આવતો. તે કદી કોઈ વાતનો પસ્તાવો કરતો નહિ, બહુ દૂરના ભવિષ્યના વિચાર કરતો નહિ, અને પોતાની સઘળી શક્તિ, ચતુરાઇ અને વ્યાવહારિક જ્ઞાનનો, ભૂતભવિષ્યને ભૂલી જઈ કેવળ વર્તમાનમાં જ કાર્ય કરવા તે ઉપયોગ કરતો. જ્યારે તે છૂટો હતો ત્યારે પોતાને માટે નિર્માણ કરેલા ધ્યેયને અર્થે—મજૂરોમાં, તેમાંએ ગામડાંના મજૂરોમાં, જ્ઞાનપ્રચાર કરી તેમને એકત્ર કરવા એ ધ્યેયને અર્થે—તે મથતો હતો, અને જેલમાં જતો ત્યારે પણ બહારના જગતના સંબંધમાં આવવા, અને જેલની પરિસ્થિતિમાં શક્ય હોય તેટલાં બધાં સુખ-સગવડ પોતાના તેમ પોતાના મંડળના જીવનમાં રચવા તે એટલું જ

જેમ ને વ્યવહારદક્ષતા દાખવતો. તેનું સૌથી આગળ પડતું લક્ષણ એ હતું કે તે સમાજસત્તાવાદી હતો—સામાન્યસત્તાવાદી મંડળનો સભ્ય હતો. તે પોતાને વાસ્તે કંઇ પણ વસ્તુ માગતો નહોતો અને સ્વલ્પ સાધનો વડે તે સંતોષ માનતો હતો, પણ પોતાના ધંધાભાઇઓના મંડળ માટે તે પુષ્કળ માગણી કરતો હતો, અને તે માગણી સફળ થાય એટલા માટે તે ખાધાપીધા વિના તેમ ઊંઘ પણ લીધા વિના રાત ને દિવસ સતત રીતે શારીરિક તેમ માનસિક શ્રમ ઉઠાવી શકતો હતો. જન્મે ખેડૂત હોવાથી તે ઉદ્યોગી, અવલોકનશીલ, અને કાર્યકુશળ હતો; વળી મૂળ પ્રકૃતિથી જ તે સંયમી હતો, તેના વર્તનમાં આયાસરહિત સભ્યતા હતી, અને અન્ય જનોની કેવળ ઇચ્છાઓને જ નહિ પણ મંતવ્યોને પણ કાળજીપૂર્વક માન આપવાની વૃત્તિ તેનામાં દેખાઇ આવતી હતી. તેની અભણ, વહેમી, વૃદ્ધ વિધવા મા હજુ હયાત હતી, અને તે જેલ બહાર હોય ત્યારે એની પાસે જતો અને એને મદદ કરતો. આવી રીતે પોતાની મા સાથે રહેતો ત્યારે તે એને રસ પડતી બધી પ્રવૃત્તિઓમાં ભાગ લેતો, એના કામમાં એને સ્હાય કરતો, પોતાના બાળમિત્રો સાથેનો જૂનો સંબંધ તાજો કરતો, તેમના મંડળમાં બેસી સોંઘી ‘કૂતરાના પગ જેવી સિગારેટો’[1] ફૂંકતો, એમની મુક્કાબાજીમાં ભળતો, અને સરકાર એમને બધાને કેવી છેતરી રહી છે અને એ કપટજાળમાંથી એમણે સૌએ કેવી રીતે મુક્ત થવું તે એમને સમજાવતો હતો. ક્રાન્તિથી શી વસ્તુ સિદ્ધ થવાની એનો તે વિચાર કરતો કે એ વિષે વાતો કરતો ત્યારે તે સદા એવી કલ્પના કરતો કે ક્રાન્તિ પછીના દિવસોમાં

૧. આ સિગારેટો એક ખૂણેથી આંકડિયા પેઠે વાળેલા કાગળની બનાવેલી હતી, અને ખેડૂતો તે પીતા. —ટૉલ્સ્ટૉય

પણ લોકવર્ગ—જેમાં પોતે જન્મેલો તે લોકવર્ગ—તો લગભગ પહેલાંના જેવી જ અવસ્થામાં રહેવાનો, ફક્ત ફરક પડવાનો તે એટલો કે એમને ખેડી ખાવા જોઇએ તેટલી જમીન મળશે, અને એમને અત્યારે હેરાન કરી રહેલો અમીરવર્ગ અને અમલદારવર્ગ એ વખતે નાબૂદ થઇ ગયો હશે. તેના મત પ્રમાણે તો ક્રાન્તિથી, આમવર્ગના લોકોના જીવનનું જે મૂળભૂત તાત્ત્વિક સ્વરૂપ છે તેમાં કશો ફેરફાર થવો ન જોઈએ, આખી ઇમારત તેણે તોડી પાડવી ન જોઇએ, પણ પોતાને અત્યંત પ્રિય એવી આ લોકજીવનરૂપી સુંદર, મજબૂત, ને ગંજાવર ઇમારતની અંદરની દીવાલો જ ફક્ત ક્રાન્તિએ બદલાવવી જોઇએ એવી તેની માન્યતા હતી; અને એ બાબતમાં તે **નો**વોડ્વોરોફ તથા **નો**વોડ્વોરોફના અનુયાયી **માર્કે**લ કોન્ડ્રાટયેફથી જુદો પડતો હતો.

ધર્મવિષયક વિચારોમાં પણ તે ખેડૂતવર્ગના લાક્ષણિક નમૂના જેવો હતોઃ તે કદી આત્મા, પરમાત્મા, જીવ, જગત આદિ તાત્ત્વિક પ્રશ્નોનો વિચાર કરવા, કે સર્વ વસ્તુઓનું આદિકારણ શું હશે, અથવા મૃત્યુ પછી શી સ્થિતિ થશે તેની ભાંજગડમાં પડવા બેસતો નહિ. ધર્મવિષયમાં હજુ તેને ઇશ્વરને વચ્ચે આણવાની જરૂર જણાઈ નહોતી. સૃષ્ટિની ઉત્પત્તિ કેવી રીતે થઈ હશે, અને એ સંબંધમાં **મો**ઝીઝનો મત સાચો હશે કે ડાર્વિનનો, તે બાબત તે કેવળ ઉદાસીન હતો. પોતાના મિત્રોને અતિ મહત્ત્વનો લાગતો એવો ડાર્વિનનો મત પણ તેને તો સૃષ્ટિની ઉત્પત્તિ ૭ દિવસમાં થએલી એ માનાની પેઠે જ મનને રમાડવાના એક સાધન જેવો જ લાગતો હતો.

સૃષ્ટિની ઉત્પત્તિ કેવી રીતે થઇ એ પ્રશ્નમાં એને રસ નહોતો. એનું કારણ એ હતું, કે આ સૃષ્ટિમાં રહી ઉત્તમોત્તમ પ્રકારનું

જીવન કેમ ગાળવું, એ પ્રશ્ન એની સમક્ષ સતત રીતે રહ્યા કરતો હતો. ભાવિ જીવન વિશે પણ એ કદી વિચાર કરતો નહિ, કેમકે એના અંતરના ઊંડાણમાં સ્વાસ્થ્યભરી દૃઢ પ્રતીતિ હતી—વડવાઓ તરફથી વારસામાં મળેલી અને જમીન પર મજૂરી કરી જીવન ગુજારતા સઘળા માણસોમાં હોય છે તેવી દૃઢ પ્રતીતિ હતી—કે ઉદ્‌ભિજ્જસૃષ્ટિમાં તેમ પ્રાણીસૃષ્ટિમાં જેમ કશું નાશ પામતું નથી–ત્યાં જેમ દરેક પદાર્થ સતત રીતે પરિવર્તન પામ્યા કરે છે,—ઉદાહરણ તરીકે ખાતર પરિવર્તન પામીને દાણાનું રૂપ લે છે, દાણા પરિવર્તન પામીને ખોરાકનું રૂપ લે છે, ખડમાકડું પરિવર્તન પામીને પતંગિયાનું રૂપ લે છે, ઓકનું બીજ પરિવર્તન પામીને ઓક વૃક્ષનું રૂપ લે છે—તેમ મનુષ્ય પણ નાશ પામતું નથી, પણ કેવળ પરિવર્તન પામે છે. આવી તેની દૃઢ પ્રતીતિ હોવાથી એ મૃત્યુની સામે સદા બેધડક રીતે જોતો હતો, અને મૃત્યુ તરફ લઈ જાય એવાં સઘળાં કષ્ટો વીરતાપૂર્વક વધાવી લેતો. પણ પોતાની આવી વૃત્તિ વાણી દ્વારા વ્યક્ત કરી બતાવવાની એને પરવા નહોતી તેમ એમ કરવાની એનામાં આવડત પણ નહોતી. એને તો કામ ગમતું હતું, એટલે એ સદાએ કોઈ નહિ ને કોઈ વ્યવહારોપયોગી કામમાં મશગૂલ રહેતો, અને પોતાના સાથીઓને પણ એ જ દિશામાં જવા એ ઉશ્કેરતો.

લોકવર્ગમાંથી આવેલો બીજો કેદી તે માર્કેલ કોન્ટ્રાટયેફ હતો, અને તે આનાથી સાવ જુદી જ જાતનો માણસ હતો. તે પંદર વરસની ઉંમરથી કામે વળગેલો, અને પોતાને કંઈક અન્યાય થએલો તેનું ભાન ભૂલી જવા ખાતર તે બીડી ને દારૂની લતે ચડેલો. અન્યાયનું પ્રથમ ભાન તેને એક નાતાલને દિવસે થએલું. આ દિવસે તેની શેઠાણીએ નાતાલનું વૃક્ષ ગોઠવેલું ત્યાં તેમને બધાંને

(કારખાનામાં કામ કરતાં છોકરાંને) બોલાવેલાં. અહીં તેને બક્ષિસમાં બે પૈસાની સિસોટી, સફરજન, સોનેરી અખરોટ, અને એક અંજીર એટલું મળેલું; ત્યારે શેઠનાં છોકરાંને તો એવી સુંદર ચીજો બક્ષિસમાં મળેલી કે જાણે તે આ લોકની ન હોય પણ ઈંદ્રલોકમાંથી આણેલી હોય! અને એ બધી ચીજોની કિંમત, પાછળથી તેના સાંભળવામાં આવ્યા મુજબ, પચાસ રૂબલ કરતાં પણ વધારે હતી. પછી ત્રીસ વરસનો થયો ત્યારે એક નામાંકિત ક્રાંતિકારી બાઈ તેના કારખાનામાં મજૂરણ તરીકે કામ કરવા આવેલી. સામાન્ય મજૂરો કરતાં એનામાં ઊંચા પ્રકારની શક્તિ જોઈને એ બાઈએ કોન્ડ્રાટચેફને ચોપાનિયાં ને ચોપડીઓ વાંચવા આપવા માંડી અને તેની સ્થિતિ સમજાવવા તથા તે સુધારવાના ઉપાય સૂચવવા તેની સાથે વાતો કરવા માંડી. આ બધા જુલમમાંથી પોતાની જાતને તેમ બીજાઓને મુક્ત કરવાની વાત શક્ય છે એમ જ્યારે તે મનમાં સ્પષ્ટ રીતે જોઇ શક્યો ત્યારે અત્યારની સ્થિતિમાં જે અન્યાય થઇ રહ્યો હતો તે તેને અગાઉ કરતાં પણ વિશેષ ક્રૂર ને ભયંકર લાગવા માંડ્યો અને તેને કેવળ સ્વાતંત્ર્ય-પ્રાપ્તિની જ નહિ પણ આવો ક્રૂર અન્યાય શરૂ કરનાર તેમ ચાલુ રાખનાર માણસોને શિક્ષા કરવાની પણ આતુર ઇચ્છા થઇ આવી. તેને કહેવામાં આવેલું, કે મુક્તિ જ્ઞાનબળે શક્ય છે, એટલે કોન્ડ્રાટચેફ જ્ઞાનાર્જન પાછળ આતુરતાપૂર્વક મંડી પડ્યો. જ્ઞાનબળે સમાજ–સ્વામિત્વવાદની ભાવનાઓ શી રીતે સિદ્ધ થઇ શકે એ વાત તો તે સ્પષ્ટ રીતે સમજી શક્યો નહિ, પણ તેને શ્રદ્ધા હતી કે જે જ્ઞાનબળે પ્રવર્તમાન સ્થિતિની અંદરનો અન્યાય તેના આગળ ખુલ્લો કર્યો હતો તે જ્ઞાનબળ ખુદ એ અન્યાયને પોતાને નાબૂદ પણ કરશે. વળી તેને એમ પણ લાગ્યું કે જ્ઞાન પોતાને અન્યજનો કરતાં ઉચ્ચ કોટિએ સ્થાપિત કરી દેશે. એટલે તેણે ધૂમ્રપાન તથા

સુરાપાનની આદત છોડી દીધી અને સઘળો નવરાશનો વખત તે અભ્યાસ પાછળ ગાળવા મંડચો.

પેલી જે ક્રાન્તિકારી બાઇ તેને શિક્ષણ આપતી તે સર્વ વિષયના જ્ઞાનની તેની પિપાસા તથા તે જ્ઞાનના ગ્રહણ-ધારણની તેની શીઘ્રતા તથા સરળતા જોઈને ચકિત થઈ ગઇ. બે વરસમાં તો બીજગણિત, ભૂમિતિ, ને ઇતિહાસ (ઇતિહાસનો તેને ખાસ શોખ હતો) એટલા વિષયમાં તે પારંગત બની ગયો તથા કવિતા, વાર્તા, અને વિવેચનના સાહિત્યનો,—ને વિવેચનમાં પણ વિશેષે કરીને સમાજસ્વામિત્વવાદને લગતા સાહિત્યનો—તેણે પરિચય કરી લીધો.

જપ્ત થએલાં પુસ્તકો તેમની પાસેથી નીકળ્યાં એટલે એ ક્રાન્તિકારી બાઈની અને તેની સાથે કોન્ડ્રાટચેફની પણ ધરપકડ થઈ. તેમને જેલમાં પૂરવામાં આવ્યાં અને પછી તેમને વોલોગ્ડા રિયાસતમાં દેશનિકાલની સજા થઇ. ત્યાં કોન્ડ્રાટચેફ નોવોડ્વોરોફના પરિચયમાં આવ્યો. ક્રાન્તિકારી વિચારોનું પ્રતિપાદન કરતાં પુષ્કળ પુસ્તકો તેણે ત્યાં વાંચ્યાં, અને એ બધા વિચારો તેની સ્મૃતિમાં જડાઇ ગયા એટલે સમાજસ્વામિત્વ વિશે તેની આગલી જે માન્યતાઓ હતી તે પહેલાં કરતાં પણ વિશેષ મક્કમ બની. દેશનિકાલ થયા પછી એક જંગી હડતાલ પડેલી તેનો તે આગેવાન બનેલો. આ હડતાલને પરિણામે એક કારખાનું જમીનદોસ્ત થઇ ગએલું અને તેના માલિકનું ખૂન થએલું એટલે તેની ફરી ધરપકડ થઇ અને તેને સાઇબીરિયા જવાની સજા થઈ.

ચાલુ આર્થિક સ્થિતિ પરત્વે તેના વિચારો જેમ વિરોધી સંહારક પ્રકારના હતા, તેમ ધર્મવિષયપરત્વે પણ તેના વિચારો એવા જ વિરોધી સંહારક પ્રકારના હતા. પોતે જન્મથી જે ધર્મમાં ઊછરેલો તે ધર્મનું મિથ્યાત્વ માલૂમ પડતાં તેણે પોતાની જાતને

એ ધર્મના બંધનમાંથી ભારે પ્રયાસ કરીને મુક્ત કરેલ—આ રીતે પ્રયાસ કરતાં પ્રારંભમાં તો તેને ખૂબ દહેશત લાગેલી, પણ પાછળથી તેને નિરતિશય આનંદ થએલો—અને પછી જાણે એ ધર્મે પોતાની સાથે તેમ પોતાના વડવાઓ સાથે વર્ષો સુધી જે છેતરપીંડી ચલાવેલી તેનું વેર લેવાની ઇચ્છા હોય તેમ ધર્મગુરુઓ તથા ધર્મસિદ્ધાંતોની ભારે ખાર ને રોષપૂર્વક ઠેકડી કરતાં તે કદી થાકતો નહિ.

મૂળથી તેને સંયમ ને તિતિક્ષાની ટેવ પડી હતી, એટલે તે બહુ થોડામાં સંતોષપૂર્વક રહી શકતો હતો, અને બચપણમાંથી જ મજૂરી કરવા શીખેલા અને એ મજૂરીને લીધે પહેલેથી જ કસાએલા સ્નાયુવાળા સઘળા માણસોની પેઠે તે સહેલાઇથી પુષ્કળ કામ કરી શકતો. જાતમહેનતમાં તે ખૂબ ચપળ હતો. પણ તેને જે સૌથી કિંમતી વસ્તુ થઇ પડી તે તો તેને જેલમાં તેમ મુસાફરી દરમિયાન જુદે જુદે મુકામે મળતો ફુરસદનો વખત એ હતી, કેમકે એ ફુરસદના વખતમાં પોતાનો અભ્યાસ ચાલુ રાખવાની તેને સગવડ મળતી. અત્યારે તે કાર્લ માર્ક્સના ગ્રંથના પ્રથમ ખંડનો અભ્યાસ કરી રહ્યો હતો, અને જાણે એ કોઈ જબરો ખજાનો હોય એમ એ ગ્રંથ તે પોતાના કોથળામાં કાળજીપૂર્વક સંતાડી રાખતો. પોતાના સઘળા સાથીઓ સાથે તે અતડાઇથી ને બેપરવાઇથી વર્તતો. આમાં અપવાદરૂપ ફક્ત નોવોડ્વોરોફ હતો. નોવોડ્વોરોફ તરફ તેને અત્યંત ભક્તિભાવ હતો, ને સર્વ વિષયોમાં તેની દલીલો અમોઘ ને અનુત્તર છે એમ ગણી તે સઘળી સ્વીકારી લેતો.

. . . . . .

સ્ત્રીઓ પ્રત્યે તેને પારાવાર તિરસ્કાર હતો, કેમકે એકેએક ઉપયોગી પ્રવૃત્તિમાં સ્ત્રીઓને તે આડખીલીરૂપ જોતો હતો. છતાં

માસ્લોવાની તે દયા ખાતો ને તેના તરફ તે માયાથી વર્તતો, કેમકે અમીરવર્ગના લોકો આમવર્ગનો કેવો હીણો ઉપયોગ કરી રહ્યા છે તેના દૃષ્ટાંતરૂપ માસ્લોવાને તે ગણતો હતો. એ જ કારણે નેખ્લ્યુડોફનો પણ તેને અણગમો હતો, એટલે એની જોડે તે જવલ્લે જ બોલતો અને મળતો ત્યારે પણ એનો હાથ તે કદી દાબતો નહિ, પણ પોતાનો હાથ એ દાબે એટલા માટે પોતાનો હાથ ધરીને જ તે ઊભો રહેતો.

## પ્રકરણ તેરમું

દેવતા બળી ગયો ને સગડી તપી ગઇ. ચા તૈયાર થઈ ગઈ એટલે પ્યાલા ને પવાલાં ભરીને તેમાં દૂધ નાખ્યું. અને રોટલીનાં પડ, તાજા 'રાઇ' ને ઘઉંનાં રોટલા, માખણ, ખૂબ ઉકાળેલાં ઈંડાં તથા વાછરડાના પગ ને માથું—એ સઘળું દસ્તરખાન પર પીરસવામાં આવ્યું. પથારી કરવાની એક છાજલીનો આ લોકોએ ખાણાના ટેબલ તરીકે ઉપયોગ કર્યો હતો, એટલે સૌ એ છાજલી આગળ બેસી ગયાં ને ખાતાં ખાતાં વાતો કરવા લાગ્યાં. રાન્ટઝેવા એક પેટી પર બેઠી બેઠી ચા રેડતી હતી. બીજાં સૌ તેની આસપાસ ટોળે વળીને એકઠાં થયાં હતાં. આમાં એક ક્રિલ્ટ્ઝોફ નહોતો. તેણે પોતાનો ભીંજાએલો ડગલો કાઢી નાખી સૂકવેલો કામળો શરીરની આસપાસ લપેટી દીધો હતો અને નેખ્લ્યુડોફ સાથે વાતો કરતો તે પોતાની જગ્યાએ જ બેસી રહ્યો હતો.

તેમને ટંડી ભેજવાળી હવામાં મુસાફરી કરવી પડેલી, અહીં પહોંચ્યાં ત્યાં ઉતારાના મકાનમાં બધું અસ્તવ્યસ્ત હતું ને પાર

વિનાની ધૂળ ભરી હતી તે સઘળી તેમને વાળીઝોળીને સાફ કરવી પડેલી તથા બધું ઠીકઠાક કરવું પડેલું. એ બધું કર્યા પછી તેઓ ભોજન ને ઉપર ગરમાગરમ ચા પામ્યાં એટલે અત્યારે સૌ ખુશખુશાલ બનીને ભારે લહેરમાં આવી ગયાં હતાં.

પડખેની દીવાલમાંથી કેદીઓનાં પગલાંનો ગડબડાટ, ચીસો તથા અપશબ્દો એ બધાનો અવાજ આવી રહ્યો હતો અને તેઓ સઘળાં કેવી પરિસ્થિતિ વચ્ચે પડયાં છે તેનું સ્મરણ આપી રહ્યો હતો, છતાં એ અવાજથી એમની લહેરમાં ખલેલ ન પહોંચી પણ એ અવાજ તો ઊલટો એમની સુખાનુભવની લાગણીમાં વૃદ્ધિ કરતો જ લાગ્યો. સમુદ્ર વચ્ચે આવી રહેલા કોઇ દ્વીપવાસીઓની પેઠે આ લોકોને પોતાની આસપાસ ચાલી રહેલી ભ્રષ્ટતા અને યાતનાઓથી પોતે જાણે પર હોય એવું થોડા વખત માટે લાગ્યું. આથી તેમનો ઉત્સાહ વધ્યો અને તેઓ આવેશમાં આવી ગયાં. પોતાની વર્તમાન દશા ને પોતાને માથે લટકતું ભાવિ, એ બેને બાદ કરીને બાકીના બધા વિષયો પર તેઓ વાતે વળગ્યાં. જુવાન સ્ત્રીપુરુષોની મંડળીમાં સામાન્ય રીતે બને છે તેમ—તેમાંએ ખાસ કરીને આમની પેઠે ફરજિયાત રીતે સાથે રહેવું પડતું હોય એવાં જુવાન સ્ત્રીપુરુષોની મંડળીમાં બને છે તેમ—તેમના વચ્ચે જાતજાતનાં મતસામ્ય, મતભેદ, ને આકર્ષણો (વિચિત્ર ભાવોથી મિશ્રિત એવાં આકર્ષણો ) ઉત્પન્ન થયાં હતાં. આમાંનું લગભગ એકેએક જણ પ્રેમમાં પડયું હતું. નોવોડ્વોરોફ પેલી ફૂટડી હસમુખી ગ્રાબેટ્સના પ્રેમમાં પડયો હતો. ગ્રાબેટ્સ એક જુવાન વિચારવિહીન છોકરી હતી. તે અભ્યાસ કરવા શહેરમાં આવેલી. ક્રાન્તિકારી પ્રશ્નોની બાબતમાં તે કેવળ ઉદાસીન હતી, પણ એ દિવસોના પ્રવાહમાં તે પરવશપણે ઘસડાએલી અને કંઇક એવા વાંકમાં આવી ગએલી કે તેને દેશનિકાલની સજા થએલી. તેનો મુકદ્દમો ચાલતો હતો તે

દિવસોમાં તેમ પાછળથી જેલમાં ને દેશનિકાલના દિવસોમાં તેના જીવનનો મુખ્ય રસ તો તે પકડાઇ નહોતી ને સ્વતંત્ર હતી તે દિવસોમાં હતો તેમ પુરુષોનાં ચિત્ત પર પોતે વિજય મેળવતી તેમાં જ રહેલો હતો. અત્યારે મુસાફરી દરમિયાન નોવોડ્વોરોફને તેનું ઘેલું લાગેલું, એ જોઈને તે આનંદ પામતી હતી અને તે પોતે પણ તેના પ્રેમમાં પડી હતી. વેરા ફુખોવા પણ પંડે તો પ્રેમમાં પડવાને ખૂબ ઉત્સુક જ હતી, પણ કોઇના ચિત્તમાં પોતાને માટે પ્રેમ જગાવી શકેલી નહિ, એટલે પરસ્પર પ્રેમવિનિમયની સદાએ આશા રાખતી ઘડીમાં તે નાબાટોફ પ્રત્યે તો ઘડીમાં નોવોડ્વોરોફ પ્રત્યે આકર્ષાતી હતી. ક્રિલ્ટ્ઝોફ મેરી પાવલોવ્ના માટે પ્રેમ જેવો જ કોઇક ભાવ અનુભવી રહ્યો હતો. તે મેરીને પુરુષોચિત પ્રેમથી ચાહી રહ્યો હતો, પણ આ પ્રકારના પ્રેમ પ્રત્યે મેરીનું વલણ કેવું છે તે એ જાણતો હતો, એટલે તે પોતાના આ પ્રકારના ભાવોને મેરી જે માયાભાવથી પોતાની પરિચર્યા કરી રહી હતી તે બદલની કૃતજ્ઞતાવૃત્તિ અને મૈત્રીસંબંધના ઓઠા નીચે છુપાવી રહ્યો હતો. નાબાટોફ અને રાન્ટ્ઝેવા વચ્ચેની આસક્તિ વળી અનેક સંકુલ તંતુઓથી રચાએલી હતી. મેરી પાવલોવ્ના જેમ સર્વથા વિશુદ્ધ કુમારિકા હતી, તેમ રાન્ટ્ઝેવા સર્વથા વિશુદ્ધ એવી સુશીલ પતિવ્રતા નારી હતી.

કેવળ સોળ વરસની હતી ને શાળામાં અભ્યાસ કરતી હતી તે વખતે તે રાન્ટ્ઝેવના પ્રેમમાં પડી હતી. રાન્ટ્ઝેવ એ વખતે પીટર્સબર્ગ વિદ્યાપીઠનો વિદ્યાર્થી હતો. વિદ્યાપીઠ છોડ્યા પહેલાં તે રાન્ટ્ઝેવાને પરણેલો. આ વખતે રાન્ટ્ઝેવાની ઉંમર ઓગણીસ વરસની હતી. વિદ્યાપીઠના ચોથા વરસ દરમિયાન તેનો પતિ વિદ્યાર્થીઓની કોઈ ધાંધલભરી ચળવળમાં સંડોવાઈ ગએલો, એટલે તેને પીટર્સબર્ગમાંથી દેશવટો મળેલો અને આથી તે

ક્રાન્તિકારી થઈ ગએલો. પતિ ગયો એટલે પોતે જે દાક્તરી અભ્યાસ કરતી હતી તે તેણે છોડી દીધો. પછી તે પતિની પાસે ગઇ ને તે પણ ક્રાન્તિકારી બની ગઇ. પોતાના પતિને તે જો સૌથી ચતુર ને શ્રેષ્ઠ પુરુષ ન ગણતી હોત તો તે તેના પ્રેમમાં પડી ન હોત, અને પ્રેમમાં ન પડી હોત તો તે તેને પરણી નહોત; પણ પોતે જેને સૌથી ચતુર ને શ્રેષ્ઠ ગણતી હતી એવા પુરુષને પરણી એટલે સ્વાભાવિક રીતે જ તે જીવન ને જીવનધ્યેય વિશે આ ચતુર ને શ્રેષ્ઠ પુરુષના જેવી જ દૃષ્ટિથી જોવા વિચારવા લાગી હતી. પ્રારંભમાં તેનો પતિ એમ માનતો હતો કે જીવનનું ધ્યેય વિદ્યાસંપાદન કરવું એ છે, એટલે તે પણ વિદ્યાસંપાદનને જીવન-ધ્યેયરૂપ માનતી હતી. પછી તે ક્રાન્તિકારી બન્યો એટલે તે પણ ક્રાન્તિકારી બની. તે ખૂબ સ્પષ્ટ રીતે પ્રતિપાદન કરતો કે વર્તમાન પરિસ્થિતિ નભાવી શકાય એમ નથી, તેથી તેની સામે ઝઘડવું અને જેમાં દરેક વ્યક્તિ સ્વતંત્ર રીતે વિકાસ સાધી શકે એવી નવી પરિસ્થિતિ ઉપજાવવા મથવું, એ સૌનું કર્તવ્ય છે. એટલે તે પણ કલ્પનામાં માનતી કે પોતે પણ આ બધા વિચારો ધરાવી રહી છે તથા આવી બધી લાગણીઓ અનુભવી રહી છે. પણ ખરી વાત તો એ હતી કે એકેએક બાબત તેનો પતિ જેને અટલ સત્યરૂપ લેખતો હતો એ રૂપમાં જ ફક્ત તે જોતી હતી, અને સર્વ વિષયમાં પોતાના પતિની સાથે પોતાનું સંપૂર્ણ મતસામ્ય સાધવાને, પોતાની જાતનું તેની જાત સાથે સંપૂર્ણ તાદાત્મ્ય સિદ્ધ કરવાને તે મથતી હતી. કારણ કે એવા તાદાત્મ્યથી જ તેને પૂર્ણ નીતિસંતોષ મળી શકે એમ હતું.

પોતાના પતિનો તેમ પોતાના બાળકનો ( આ બાળક તેની મા પાસે રાખ્યું હતું ) વિયોગ તેને માટે અસહ્ય હતો, પણ એ વિયોગ

પોતાના પતિને ખાતર તેમ હિતકર પ્રવૃત્તિને ખાતર સ્વીકારી લીધો હતો એટલે તે સ્વસ્થ ને મક્કમ રીતે તે વિયોગ સહન કરી રહી હતી. જે પ્રવૃત્તિને ખાતર પોતે આ બધું સહન કરી રહી હતી તે હિતકર હતી, એ વિશે તેને રજમાત્ર પણ શંકા નહોતી, કેમકે તેનો પતિ એ પ્રવૃત્તિને પોતાની સેવા અર્પી રહ્યો હતો. તેના મનોરાજ્યમાં તો સદાએ તે પોતાના પતિની સાથે જ વસતી હતી, એટલે તેના સહવાસમાં હોય ત્યારે તે જેમ અન્ય કોઇને ચાહી શકે નહિ, તેમ અત્યારે પણ અન્ય કોઈને ચાહતી નહોતી તેમ ચાહી શકે એવો સંભવ નહોતો. છતાં નાઆટોફનો શુદ્ધ ભક્તિ-ભાવભર્યો પ્રેમ તેને આર્દ્ર કરી તેના હૃદયમાં ઊર્મિ જગાવતો હતો. પોતાના પતિનો મિત્ર એવો આ નીતિપરાયણ ને મક્કમ પુરુષ તેને પોતાની બહેન જેવી ગણીને તેની સાથેનું વર્તન રાખવા મથતો હતો, છતાં તેના પ્રત્યેના એના વ્યવહારમાં ભગિનીભાવ કરતાં કંઇક વિશેષતા દેખાઇ આવતી હતી, અને તેથી એ બન્ને જણ કંઇક ભડકી જતાં હતાં, છતાં આ વિશિષ્ટભાવ તેમના અત્યારના કષ્ટમય જીવનમાં અવનવો રંગ પૂરતો હતો.

આમ હોવાથી આ આખી મંડળીમાં પ્રેમપરિશીલનથી સર્વાંશે વિમુક્ત રહ્યાં હોય એવાં તો બે જ જણ હતાં: એક મેરી પાવલોવ્ના ને બીજો કોન્ડ્રાટયેફ.

# પ્રકરણ ચૌદમું

**રોજની** પેઠે ચા–નાસ્તાનું કામ પૂરું થયા પછી કાટુશા સાથે ખાનગી વાતચીતની તક મળશે એવી આશાથી નેખ્લ્યુડોફ ક્રિલ્ટ્ઝોફ સાથે વાતો કરતો તેની પડખે બેઠો. બીજી વાતોમાં એણે મકારના ગુનાની તેમ તેણે પોતાને કરેલી વિનંતિની પણ વાત કરી. ક્રિલ્ટ્ઝોફ નેખ્લ્યુડોફને ચમકતી આંખે નિરખી રહ્યો હતો અને એની વાત લક્ષપૂર્વક સાંભળી રહ્યો હતો.

'હા,' તે એકાએક બોલી ઊઠ્યો, 'મને ઘણી વાર વિચાર આવે છે કે અમે એ લોકોની સાથેસાથ જ મુસાફરી કરી રહ્યાં છીએ. અને એ લોકો એટલે કોણ? જેમને ખાતર અમે સજા ભોગવી રહ્યાં છીએ ને આ મજલ કરી રહ્યાં છીએ તે જ એ લોકો! અને છતાં અમે એ લોકોને ઓળખતાં નથી એટલું જ નહિ, પણ ઓળખવા માગતાં પણ નથી. અને એ લોકો તો વળી અમારા કરતાં પણ નપાવટ છે. એ લોકો અમને ધિક્કારે છે અને અમારા તરફ દુશ્મનાવટની નજરે જુએ છે. આ વસ્તુ ભયંકર નથી?'

'એમાં કંઇ ભયંકર નથી,' દૂરથી વાત સાંભળી ગએલો એટલે નોવોડ્વોરોફ વચ્ચેથી બોલી ઊઠ્યો. 'સાધારણ લોકસમાજ સદાએ સત્તાને ને કેવળ સત્તાને જ પૂજે છે. એ સત્તા અત્યારે સરકાર પાસે છે, એટલે તેઓ સરકારને પૂજે છે ને આપણને

ધિક્કારે છે. કાલે આપણી પાસે સત્તા આવશે એટલે તેઓ આપણને પૂજશે,' તે બોલ્યો.

આ પળે દીવાલ પાછળ અપશબ્દોની ઝડી અને બેડીઓના ખણખણાટનો અવાજ થયો, અને દીવાલ સાથે કંઈક અફળાઈ રહ્યું હોય તેવો તથા બૂમો ને ચીસોનો અવાજ સંભળાયો. કોઈકના ઉપર માર પડી રહ્યો હતો, અને બીજું કોઈક 'ખૂન! દોડજો!' એમ બૂમ પાડી રહ્યું હતું.

'સાંભળો, આ જાનવરોની ધમાચકડીનો અવાજ! હવે આવા લોકો ને આપણી વચ્ચે શો સંબંધ રહી શકે?' નોવોડ્વોરોફે શાન્તિથી ટકોર કરી.

'તમે જાનવર કહો છો એ લોકોને, પણ આ નેખ્લ્યુડોફ મને હજી હમણાં જ એક સરસ કામની વાત કરતા હતા,' ખિજાઈને ક્રિલ્ટ્ઝોફે ઉત્તર વાળ્યો; અને પોતાના ગામભાઈને બચાવવા ખાતર મકાર પોતાની જિંદગી જોખમમાં નાખી રહ્યો હતો તેની વાત તેણે કરવા માંડી. 'એ કંઈ જાનવરનું કામ નથી; એ તો વીર પુરુષનું કામ છે.'

'બધી ભાવનાઘેલછા,' નોવોડ્વોરોફે તિરસ્કારપૂર્વક ઉદ્ગાર કાઢ્યો. 'આ લોકોની લાગણીઓ સમજવી તથા એમનાં કાર્યના પ્રેરક હેતુ સમજવા એ આપણે માટે મુશ્કેલ કામ છે. તમને આમાં ઉદારતાનાં દર્શન થાય છે, પણ એમાં પેલા બીજા ગુનેગાર પ્રત્યેની અદેખાઈ જ કામ કરી રહી હોય.'

'તમને બીજામાં કદી કંઈ સારું જ નથી દેખાતું એમ કેમ?' એકદમ ઉશ્કેરાઈ જઈને મેરી પાવલોવ્નાએ કહ્યું.

'પણ જે વસ્તુની હયાતી જ હોય નહિ તે જોવી શી રીતે?'

'અલબત્ત, માણસ જ્યારે ભયાનક મોતનું જોખમ ખેડતો હોય ત્યારે તો તેની હયાતી હોય જ છે.'

'મને લાગે છે,' નોવોડ્વોરોફે કહ્યું, 'આપણે જો કંઈ કરવું હોય તો પહેલી વાત તો એ છે—' (અહીં કોન્ડ્રાટયેફે દીવાને અજવાળે પોતે વાંચી રહ્યો હતો તે પુસ્તક હેઠું મૂકયું અને પોતાના ગુરુનાં વચન ધ્યાન દઈને સાંભળવા લાગ્યો) 'કે આપણે કોઈ ખ્યાલ કે તરંગને વશ ન થઇ જવું જોઇએ, પણ વસ્તુઓને તેમના યથાર્થ રૂપમાં જોવી જોઈએ. સામાન્ય જનસમૂહના હિતને અર્થે આપણે આપણાથી બને તે બધું કરવું જોઇએ, અને તેના બદલામાં કોઈ વાતની આશા રાખવી ન જોઈએ. પ્રાકૃત લોકસમૂહ કેવળ આપણી પ્રવૃત્તિ કે સેવાના વિષયરૂપ બની શકે, પણ જ્યાં સુધી એ લોકો અત્યારના જેવી નિશ્ચેષ્ટ જડતાભરી દશામાં રહે ત્યાં સુધી આપણી પ્રવૃત્તિમાં તેઓ કાર્યસાથી તો ન જ થઇ શકે.' જાણે ભાષણ આપતો હોય તેમ તેણે આગળ ચલાવ્યું. 'એટલે એમનો વિકાસ ન થાય—જે વિકાસને માટે આપણે તેમને તૈયાર કરી રહ્યા છીએ તેવો વિકાસ ન થાય—ત્યાં સુધી તેમની પાસેથી મદદની આશા રાખવી એ ભ્રમણા છે.'

'શો વિકાસ?' લાલચોળ બનીને ક્રિલ્ટ્ઝોફે બોલવા માંડયું. 'આપણે કહીએ છીએ કે સ્વચ્છંદી આપખુદીની આપણે સામે છીએ; ને છતાં આ ભારેમાં ભારે ભયંકર આપખુદી નથી?'

'બિલકુલ આપખુદી નહિ,' નોવોડ્વોરોફે ઠંડે પેટે જવાબ આપ્યો. 'હું તો ફક્ત એટલું જ કહું છું કે લોકોને જે માર્ગે ક્રમણ કરવાનું છે તે હું જાણું છું, અને એ માર્ગ હું એમને બતાવી શકું એમ છું.'

'પણ તમે બતાવો છો એ માર્ગ સાચો જ છે, એની શી ખાતરી? આમાં પણ ઈન્કિવઝિશન ને ફ્રેંચ વિપ્લવ વખતના

જુલમોમાં રહેલી એ જ જાતની આપખુદી નથી રહેલી? એ લોકો પણ વિજ્ઞાનની મદદ વડે એકનો એક સાચો માર્ગ જાણતા હતા.'

'એ લોકોએ ભૂલ કરી એ ઉપરથી હું પણ ભૂલ કરવાનો છું, એવું કંઈ સાબિત થતું નથી. વળી, તર્કશાસ્ત્રીઓના હવાઇ તરંગો અને અર્થશાસ્ત્રના સંગીન પાયા પર રચાએલી હકીકતો વચ્ચે મહાન ભેદ છે.'

નોવોડ્વોરોફનો અવાજ આખા ખંડમાં વ્યાપી ગયો. તે એકલો જ આગળ બોલવા લાગ્યો અને બીજાં બધાં ચૂપ થઈ ગયાં.

'એ લોકો તો રોજ તકરાર જ કર્યા કરે છે,' વચ્ચે પળવારનો વિસામો આવ્યો એટલે મેરી પાવલોવ્નાએ કહ્યું.

'ને તમારો-તમારો પોતાનો એ બાબતમાં શો મત છે?' નેખ્લ્યુડોફે તેને પૂછ્યું.

'મને લાગે છે કે ક્રિલ્ટ્ઝોફ કહે છે એ વાત સાચી છે કે આપણે આપણા અભિપ્રાયો એમના પર બળાત્કારે ન લાદવા જોઇએ.'

'ને તમારો કાટુશા?' સ્મિત કરીને નેખ્લ્યુડોફે પૂછ્યું, ને ક્યાંક વિચિત્ર ઉત્તર આપશે એવી ભીતિથી તેના જવાબની ચિંતાપૂર્વક વાટ જોઇ રહ્યો.

'મને તો લાગે છે કે સાધારણ જનસમૂહને અન્યાય થઇ રહ્યો છે,' શરમની સુરખીથી લાલચોળ બનીને તેણે કહ્યું. 'મને તો લાગે છે કે તેમને ઘોર અન્યાય થઈ રહ્યો છે.'

'સાચી વાત છે એ, માસ્લોવા, તદ્દન સાચી વાત છે એ,' નાબાટોફ બોલી ઊઠ્યો, 'લોકોને ભયંકર અન્યાય થઇ રહ્યો છે, ને એમને અન્યાય ન થવો જોઇએ, અને એમાં જ સમસ્ત કર્તવ્ય સમાએલું છે.'

'આ તો ભાઈ ક્રાન્તિના ઉદ્દેશ વિશે કોઈ વિચિત્ર ખ્યાલ દર્શાવ્યો,' **નોવોડ્વોરોફે** ચિડાઇને ટંકાર કરી, અને પછી મૂંગા મૂંગા ધૂમ્રપાન કરવા માંડ્યું.

'હું તો એની સાથે વાત જ કરી શકતો નથી,' ક્રિલ્ટ્સોફે ધીમે અવાજે કહ્યું ને પછી શાન્ત થઇ ગયો.

'અને ન કરવી એ જ સારું,' નેખ્લ્યુડોફે કહ્યું.

# પ્રકરણ પંદરમું

**નોવોડ્વોરોફને** જો કે સઘળાં ક્રાન્તિકારીઓ ખૂબ માન આપતાં હતાં, અને જો કે તે ખૂબ વિદ્વાન હતો અને ભારે શાણો ગણાતો હતો, છતાં **નેખ્લ્યુડોફ** તો તેને કેટલાક માણસો આમ ક્રાન્તિકારી હોય છતાં નીતિવિષયમાં સર્વસાધારણ ભૂમિકાથી પણ નીચે ઊભાં હોય છે એટલે તે ભૂમિકાથી છેક જ હલકી પાયરીનાં હોય છે એવાઓના વર્ગનો ગણતો હતો. એ માણસની બૌદ્ધિક શક્તિઓ મહાન હતી—એટલે કે તેનો અંશનો આંકડો મોટો હતો; પણ પોતાની જાત માટેનો તેનો ખ્યાલ—તેનો છેદનો આંકડો—તો એથી એ ક્યાંય મોટો હતો, અને તેની બૌદ્ધિક શક્તિઓ કરતાં કેટલાયગણો વધી ગયો હતો.

તે **સાઈમનસન**થી બરાબર ઊલટી જ પ્રકૃતિનો આદમી હતો. **સાઇમનસન** જેનાં કાર્યો પોતાની બુદ્ધિના આદેશને અનુસરે છે અને તે બુદ્ધિના આદેશથી નિયમાઈને તેને અનુરૂપ આકાર ધારણ કરે છે એવી પૌરુષ પ્રકૃતિનો આદમી હતો, ત્યારે એથી ઊલટું **નોવોડ્વોરોફ** જેની બુદ્ધિ અમુક અંશે પોતાની ઊર્મિએ ધારેલા

ઉદ્દેશો સિદ્ધ કરવામાં અને અમુક અંશે એ ઊર્મિએ પ્રેરેલાં કાર્યોનું સમર્થન કરવામાં યોજાય છે એવી સ્ત્રૈણ પ્રકૃતિનો આદમી હતો. નોવોડ્વોરોફની ક્રાન્તિકારી પ્રવૃત્તિનો એ પોતે તો કંઈક જુદો જ ને બહુ છટાદાર ને પ્રતીતિજનક ખુલાસો આપી શકે એમ હતો, તોપણ નેખ્લ્યુડૉફને તો તેની એ સમગ્ર પ્રવૃત્તિના મૂળમાં કેવળ મહત્ત્વાકાંક્ષા ને વડપણની ઇચ્છા સિવાય કશું રહેલું દેખાતું નહોતું. અન્યના વિચારોનું ગ્રહણ–ધારણ કરવાની અને તે વિચારો યથાર્થ રૂપમાં પ્રદર્શિત કરવાની તેની શક્તિએ આવી શક્તિઓ ને ગુણો જ્યાં બહુ મૂલ્યવાન ગણાય છે એવી શાળામાં તથા વિદ્યાપીઠમાં વિદ્યાર્થીઓ ને શિક્ષકોના વર્ગમાં પ્રારંભમાં તેને વડી પદવી આપી હતી એટલે તેને સંતોષ થયો હતો. પણ જ્યારે તેનો અભ્યાસ પૂરો થયો અને તેને ડિપ્લોમા મળી ગયો, ને એ રીતે તેનું ત્યાંનું વડપણ સમાપ્ત થયું, ત્યારે એક બીજા ક્ષેત્રમાં વડપણ પ્રાપ્ત કરવા માટે તેણે એકાએક પોતાના વિચારો બદલાવી નાખ્યા (આવો ક્રિલ્ટ્ઝોફનો મત હતો, કેમકે ક્રિલ્ટ્ઝોફને તેનો અણગમો હતો) અને પહેલાં વિનીત ઉદારમતવાદી હતો તેને બદલે તે નારોડો-વોલ્સ્ટવોનો કટ્ટર અનુયાયી બની ગયો.

દોલાયમાન પ્રકૃતિ ને સંકલ્પવિકલ્પ તથા શંકાને જન્માવે એવા નીતિમૂલક કે ભાવનામૂલક ગુણો તેનામાં મૂળથી નહોતા, એટલે ક્રાન્તિકારીઓની દુનિયામાં પક્ષનાયકનું પદ તે ઝપાટામાં પ્રાપ્ત કરી શક્યો અને એથી તેને સંતોષ થયો. તેનો સ્વભાવ એવો હતો કે એક વાર કોઈ પણ દિશામાં પ્રયાણ કરવાનું પસંદ કર્યા પછી તેને એ પસંદગીની યોગ્યાયોગ્યતા વિશે શંકા કે સંકલ્પવિકલ્પ થતા નહિ, અને તેથી એ માર્ગે પ્રયાણ કરતાં પોતાને હાથે કદી ભૂલ થવાની જ નહિ એવી તેને ખાતરી હતી. પછી તેને બધી બાબત સાવ સાદી, સ્પષ્ટ, ને નિશ્ચિત જ લાગતી. તેના વિચારો

હતો તે નોવોડ્વોરોફના તેના પ્રત્યેના ધિક્કારનું મુખ્ય કારણ હતું. નોવોડ્વોરોફનું પોતા પ્રત્યેનું આવું વલણ નેખ્લ્યુડોફ અનુભવી રહ્યો હતો, અને તેથી આ મુસાફરી દરમિયાન સામાન્ય રીતે એ સદ્‌ભાવના વાતાવરણમાં વસી રહ્યો હતો છતાં નોવોડ્વોરોફના આવા વલણને લીધે પોતાથી પણ તેના તરફ એવું જ વલણ અનિવાર્ય રીતે રખાઈ જતું હતું અને પોતાના ચિત્તમાં તેના તરફ જે પ્રબળ વિરોધભાવ હતો તેને પોતે કોઇ રીતે દબાવી શકતો નહોતો, એ વસ્તુનું દર્શન થતાં એને ખેદ થતો હતો.

## પ્રકરણ સોળમું

**પુરુષોના** ખંડમાંથી અમલદારોના અવાજ આવતા હતા. સઘળા કેદી શાન્ત હતા એવામાં એક જમાદાર બે રક્ષકસૈનિકોને લઇને ખંડમાં દાખલ થયો. નિરીક્ષણનો સમય થઇ ગયો હતો. જમાદારે સૌની ગણતરી કરી ને નેખ્લ્યુડોફનો વારો આવ્યો એટલે તેણે માયાભરી પરિચિતતાથી સંબોધીને એને કહ્યું:

'નિરીક્ષણ થઇ ગયા પછી તમારાથી ન રહેવાય હો, પ્રિન્સ! હવે તમારે જવું જોઇએ.'

આનો અર્થ શો તે નેખ્લ્યુડોફ સમજતો હતો, એટલે તે જમાદાર પાસે ગયો અને એક ત્રણ રૂબલની નોટ તેના હાથમાં મૂકી.

'ઓહો, ઠીક; તમને તે શું કરવું સાહેબ? રહેવું હોય તો રહો ઘડી વાર વધારે.' આ જમાદાર જવા માંડતો હતો ત્યાં એક કેદીને લઇને એક બીજો જમાદાર ત્યાં આવી પહોંચ્યો. કેદીનું

શરીર દૂબળું હતું, દાઢી પારવી હતી, અને તેની આંખ નીચે ઊઝરડો હતો.

'છોકરી માટે આવ્યો છું હું,' કેદીએ કહ્યું.

'એ બાપા આવ્યા.' છોકરીનો રણકતો અવાજ આવ્યો, અને શાન્ટ્ઝેવાની પાછળથી શણ જેવા વાળવાળું એક માથું બહાર આવ્યું. શાન્ટ્ઝેવા ક્રાટુશા ને મૅરી પાવલોવ્નાની મદદથી પોતાના ઘાઘરામાંથી આ બાળકી માટે એક નવું ઝભલું સીવતી હતી.

'હું આવ્યો છું હો બેટા,' કેદી બુઝોવ્કિને કોમળતાથી કહ્યું.

'અહીં એને ખૂબ ગમી ગયું છે,' બુઝોવ્કિનના ઊઝરડાવાળા ચહેરા તરફ દયાભાવથી જોઇને મૅરી પાવલોવ્નાએ કહ્યું. 'અમારી ભેગી ભલે રહી.'

'જુઓ, આ બાઇસાહેબો મારે સારુ નવાં કપડાં સીવે છે,' શાન્ટ્ઝેવા સીવતી હતી તેના તરફ આંગળી ચીંધીને છોકરીએ કહ્યું. 'રૂ-ડ્ડ-ડ, લા-લ કપડાં સીવે છે!' તે કાલું કાલું બોલવા લાગી.

'અહીં અમારી સાથે સૂઇશ ને?' છોકરીને પટાવતાં પટાવતાં શાન્ટઝેવાએ પૂછ્યું.

'હા, સૂઇશ. ને બાપાએ સૂશે ને?'

શાન્ટ્ઝેવાનું મુખ સ્મિતથી ચમકી ઊઠ્યું.

'ના, બાપા ન સૂઇ શકે. ત્યારે અમે એને રાખશું,' તેના બાપ તરફ ફરીને તેણે કહ્યું.

'હા, એને અહીં જ રહેવા દે,' પહેલા જમાદારે કહ્યું અને પછી બીજાની સાથે તે બહાર ચાલ્યો ગયો.

એ બન્ને જણ ખંડમાંથી બહાર ગયા કે તરત નાબાટોફ

હતો તે નોવોડ્વોરોફના તેના પ્રત્યેના ધિક્કારનું મુખ્ય કારણ હતું. નોવોડ્વોરોફનું પોતા પ્રત્યેનું આવું વલણ નેખ્લ્યુડોફ અનુભવી રહ્યો હતો, અને તેથી આ મુસાફરી દરમિયાન સામાન્ય રીતે એ સદ્ભાવના વાતાવરણમાં વસી રહ્યો હતો છતાં નોવોડ્વોરોફના આવા વલણને લીધે પોતાથી પણ તેના તરફ એવું જ વલણ અનિવાર્ય રીતે રખાઈ જતું હતું અને પોતાના ચિત્તમાં તેના તરફ જે પ્રબળ વિરોધભાવ હતો તેને પોતે કોઇ રીતે દબાવી શકતો નહોતો, એ વસ્તુનું દર્શન થતાં એને ખેદ થતો હતો.

## પ્રકરણ સોળમું

**પડખેના** ખંડમાંથી અમલદારોના અવાજ આવતા હતા. સઘળા કેદી શાન્ત હતા એવામાં એક જમાદાર બે રક્ષકસૈનિકોને લઇને ખંડમાં દાખલ થયો. નિરીક્ષણનો સમય થઇ ગયો હતો. જમાદારે સૌની ગણતરી કરી ને નેખ્લ્યુડોફનો વારો આવ્યો એટલે તેણે માયાભરી પરિચિતતાથી સંબોધીને એને કહ્યું:

'નિરીક્ષણ થઇ ગયા પછી તમારાથી ન રહેવાય હો, પ્રિન્સ! હવે તમારે જવું જોઇએ.'

આનો અર્થ શો તે નેખ્લ્યુડોફ સમજતો હતો, એટલે તે જમાદાર પાસે ગયો અને એક ત્રણ રૂબલની નોટ તેના હાથમાં મૂકી.

'ઓહો, ઠીક; તમને તે શું કરવું સાહેબ? રહેવું હોય તો રહો ઘડી વાર વધારે.' આ જમાદાર જવા માંડતો હતો ત્યાં એક કેદીને લઇને એક બીજો જમાદાર ત્યાં આવી પહોંચ્યો. કેદીનું

શરીર દૂબળું હતું, દાઢી પારવી હતી, અને તેની આંખ નીચે ઊઝરડો હતો.

'છોકરી માટે આવ્યો છું હું,' કેદીએ કહ્યું.

'એ બાપા આવ્યા.' છોકરીનો રણકતો અવાજ આવ્યો, અને રાન્ટ્ઝેવાની પાછળથી શણ જેવા વાળવાળું એક માથું બહાર આવ્યું. રાન્ટ્ઝેવા કાટુશા ને મેરી પાવલોવ્નાની મદદથી પોતાના ઘાઘરામાંથી આ બાળકી માટે એક નવું ઝભલું સીવતી હતી.

'હું આવ્યો છું હો બેટા,' કેદી બુઝોવ્કિને કોમળતાથી કહ્યું.

'અહીં એને ખૂબ ગમી ગયું છે,' બુઝોવ્કિનના ઊઝરડાવાળા ચહેરા તરફ દયાભાવથી જોઇને મેરી પાવલોવ્નાએ કહ્યું. 'અમારી ભેગી ભલે રહી.'

'જુઓ, આ બાઇસાહેબો મારે સારુ નવાં કપડાં સીવે છે,' રાન્ટ્ઝેવા સીવતી હતી તેના તરફ આંગળી ચીંધીને છોકરીએ કહ્યું. 'રૂ-રૂ-ડ, લા-લ કપડાં સીવે છે!' તે કાલું કાલું બોલવા લાગી.

'અહીં અમારી સાથે સૂઇશ ને?' છોકરીને પટાવતાં પટાવતાં રાન્ટઝેવાએ પૂછ્યું.

'હા, સૂઇશ. ને બાપાએ સૂશે ને?'

રાન્ટ્ઝેવાનું મુખ સ્મિતથી ચમકી ઊઠ્યું.

'ના, બાપા ન સૂઇ શકે. ત્યારે અમે એને રાખશું,' તેના બાપ તરફ ફરીને તેણે કહ્યું.

'હા, એને અહીં જ રહેવા દે,' પહેલા જમાદારે કહ્યું અને પછી બીજાની સાથે તે બહાર ચાલ્યો ગયો.

એ બન્ને જણ ખંડમાંથી બહાર ગયા કે તરત નાબાટોફ

બુઝોવ્કિન પાસે ગયો, અને તેના ખભા પર થાપો મારીને બોલ્યો: ' એલા બૂઢિયા, કામોનોફ અદલોબદલો કરવાનો છે એ સાચી વાત ?'

બુઝોવ્કિનનો માયાળુ કોમળ ચહેરો એકાએક ખિન્ન બની ગયો, અને એક પડદો આડે આવીને તેની આંખો ઝાંખી કરી દેતો લાગ્યો.

' અમે સાંભળ્યું......તો કાંઇ નથી,' તેણે ધીમેથી કહ્યું અને એવી ને એવી ઝાંખવાળી આંખે તે છોકરી ભણી વળ્યો.

' ઠીક, આકુત્સકા, ત્યારે આ બાઈસાહેબો ભેગું તને ગોઠી ગયું લાગે છે,' આમ બોલી તે એકદમ ચાલ્યો ગયો.

' અદલાબદલાની વાત સાચી છે, ને એને તેની બધી ખબર છે,' નાબાટોફે કહ્યું. ' ત્યારે શું કરવાના તમે આનું ?'

' હવે પછીના શહેરમાં હું સત્તાધારીઓને ખબર આપીશ. બન્ને કેદીને હું દીઠે ઓળખું છું,' નેખ્લ્યુડોફે કહ્યું.

ફરીથી તકરાર શરૂ થવાની એમ સૌને દહેશત લાગી એટલે સૌ ચૂપ રહ્યાં.

અત્યાર સુધી સાઇમનસન માથા નીચે હાથ રાખીને મૂંગો મૂંગો સૂતો હતો તે હવે ઊભો થયો, અને બેઠાં હતાં તેમની બાજૂમાં થઇને સંભાળપૂર્વક પસાર થઇને તે નેખ્લ્યુડોફ પાસે ગયો.

' હવે મારી વાત સાંભળશો જરા ?'

' જરૂર,' એમ કહી નેખ્લ્યુડોફ ઊઠયો અને તેની પાછળ પાછળ ચાલ્યો.

કાટુશા આશ્ચર્યભાવથી ઊંચે જોઈ રહી, નેખ્લ્યુડોફની આંખ સાથે પોતાની આંખ મળતાં તે શરમાઈ ગઈ, અને જાણે ગૂંચવાઈ ગઈ હોય તેમ તેણે માથું હલાવ્યું.

'હું તમારી સાથે જે બાબત વાત કરવા માગું છું તે આ છે,' તેઓ ચાલમાં આવ્યા એટલે સાઇમનસને બોલવા માંડયું. ચાલમાં કેદીઓના અવાજ ને હોકારાનો ઘોંઘાટ વધારે જોરથી આવતો હતો. આથી નેખ્લ્યુડોફે મોં બગાડયું, પણ સાઇમનસન તેથી કંઈ મૂંઝાયો લાગ્યો નહિ. 'કાટુશા માસ્લોવા સાથેનો તમારો સંબંધ જાણું છું,' માયાળુ આંખે નેખ્લ્યુડોફના મુખ પર સીધી નજર નાખીને સાઇમનસને ગંભીર ને નિખાલસ રીતે બોલવા માંડયું, 'એટલે મને મારી ફરજ લાગે છે કે—' તેને ફરજિયાત બોલતાં બંધ થવું પડયું, કેમકે બારણાની પાસે જ બે અવાજ એકી સાથે તકરાર કરતા ને હોકારા પાડતા સંભળાયા.

'કહું છું એલા બુડથલ, એ મારા નહોતા,' એક અવાજે હોકારો પાડ્યો.

'મર તું, સેતાન,' બીજાએ હોકારો પાડયો.

આ પળે મેરી પાવલોવ્ના બહાર ચાલીમાં આવી.

'અહીં તે શી રીતે વાત થાય?' તે બોલી. 'આ ખંડમાં જાઓ, ત્યાં એકલી વેરા જ છે,' આમ કહી તે બીજે બારણેથી દાખલ થઇ એક સુઘડ ખંડમાં આવી. આ ખંડ એકાંત કોટડી તરીકે ઉપયોગમાં લેવા યોજાયો હતો, અને અત્યારે તે રાજદ્વારી સ્ત્રીકેદીઓને વાપરવા સોંપાયો હતો. વેરા દુખોવા માથે ને આખે શરીરે ઓઢીને સૂતી હતી.

'એનું માથું દુઃખે છે તેથી ઊંઘી ગઈ છે, એટલે તમારી વાત એ સાંભળશે નહિ ને હું તો ચાલી જાઉં છું,' મેરી પાવલોવ્નાએ કહ્યું.

'ના, ના, તમે તો અહીં જ રહો,' સાઇમનસને કહ્યું.

'મારે કોઇથી કંઇ છુપાવવાનું છે નહિ—તેમાં એ તમારાથી છુપાવવાનું તો બિલકુલ નથી.'

'ભલે, ત્યારે,' મેરી પાવલોવ્નાએ કહ્યું, અને પથારીવાળી છાજલીને દૂરને ખૂણે પહોંચવા બાળકની પેઠે બન્ને બાજૂ ઝૂલતી ઝૂલતી લહેકા કરતી ચાલીને તે પથારી પર બેઠી અને પોતાની સુંદર આસમાની આંખો દૂર દૂર કંઇક દેખી રહી હોય એમ રાખીને સાંભળવા લાગી.

'વારું, ત્યારે, મારે જે કામ હતું તે આ,' સાઇમનસને એની એ વાત ફરીને કહી. 'કાટુશા માસ્લોવા સાથેનો તમારો સંબંધ જાણું છું, એટલે મારો તેની સાથેનો સંબંધ તમને સમજાવવાની મને મારી ફરજ લાગે છે.'

સાઇમનસન જે સરળ ને નિખાલસ રીતે પોતાની સાથે વાત કરી રહ્યો હતો તેના તરફ અનિવાર્ય પ્રશંસાની નજરે નેખ્લ્યુડોફ જોઇ રહ્યો.

'એટલે?'

'એટલે એમ કે કાટુશા માસ્લોવા સાથે લગ્ન કરવાનું મને મન છે.'

'કેવી અજબ જેવી વાત!' સાઇમનસન પર પોતાની દૃષ્ટિ ઠેરવીને મેરી પાવલોવ્ના બોલી.

'એટલે તેને મારી સાથે લગ્ન કરવાનું કહેવા મેં નિશ્ચય કર્યો છે,' સાઇમનસને આગળ બોલવા માંડયું.

'એમાં મારે શું? એ વાતનો આધાર તો તેના પર છે,' નેખ્લ્યુડોફે કહ્યું.

'હા, પણ તમારા વિના એ કોઇ પણ નિર્ણય પર આવે એમ નથી.'

'કેમ ?'

'કેમકે તમારો એની સાથેનો સંબંધ જ્યાં સુધી અનિશ્ચિત છે ત્યાં સુધી એ કશો નિર્ણય કરી શકે નહિ.'

'મારા પૂરતો તો આખરી નિર્ણય થઈ જ ગયો છે. મારે તો મને જે મારી ફરજ લાગે છે તે બજાવવી છે, અને તેની દુર્દશા બને તેટલી હળવી કરવી છે; પણ કોઈ પણ કારણે હું એના પોતા પર કશો અંકુશ તો મૂકવા જ માગતો નથી.'

'હા, પણ એ તમારું બલિદાન સ્વીકારવા રાજી નથી.'

'એમાં બલિદાન જેવું કંઈ નથી.'

'ને હું જાણું છું કે આ બાબતમાં એનો આ નિર્ણય આખરી છે.'

'વારુ, તો પછી મારી સાથે વાત કરવાની કંઈ જરૂર નથી,' નેખ્લ્યુડોફે કહ્યું.

'તમારો વિચાર પણ એના જેવો જ છે, એમ તમે સ્વીકારો ને જાહેર કરો એવી એની ઈચ્છા છે.'

'મને જે મારી ફરજ લાગે છે તે મારે ન બજાવવી એવો સ્વીકાર ને જાહેરાત મારાથી કેમ થાય ? હું તો ફક્ત એટલું જ કહી શકું કે આ બાબતમાં બંધનમાં હું છું, એ કંઈ બંધનમાં નથી.'

સાઇમનસન મૂંગો રહ્યો; પછી થોડી વાર વિચાર કરીને તેણે કહ્યું:

'બહુ સારું ત્યારે, હું એને વાત કરીશ. તમે એમ માનતા નહિ કે હું એની સાથે પ્રેમમાં પડ્યો છું,' તેણે આગળ કહેવા માંડ્યું. 'હું એને ચાહું છું તે તો ભારે દુઃખ સહન કરનાર એક સુંદર અજોડ માનવીરૂપે ચાહું છું. મારે એની પાસેથી કંઈ જોઈતું નથી. મારી તીવ્ર ઈચ્છા તો એનો દુઃખભાર ઓછો—'

સાઇમનસનના અવાજમાં ધ્રુજારી સાંભળીને નેખ્લ્યુડોફને આશ્ચર્ય થયું.

'એનો દુઃખભાર ઓછો કરવાની જ છે,' સાઇમનસને આગળ બોલવા માંડ્યું. 'તમારી મદદ સ્વીકારવા જો એ રાજી ન હોય, તો પછી ભલે મારી સ્વીકારે. એટલે એ જો સંમત થશે તો જે સ્થળે એને જેલમાં રાખવાના હશે તે સ્થળે મને પણ સાથે મોકલી દેવાની હું સરકાર પાસે માગણી કરીશ. ચાર વરસ એ કંઇ અનંતકાળ નથી. હું એની સાથે રહીશ, અને કદાચ એનો દુઃખભાર કંઇક ઓછો કરીશ...' તે વળી પાછો અટકી પડ્યો, કેમકે અત્યંત ક્ષોભને લીધે તે આગળ બોલી શકે તેમ નહોતો.

'આમાં મારે શું કહેવું?' નેખ્લ્યુડોફે કહ્યું. 'તમારા જેવો રક્ષક એને મળી ગયો એથી મને બહુ આનંદ થયો.'

'મારે એ જ વાત જાણવી'તી,' સાઇમનસન વચ્ચે બોલી ઊઠ્યો. 'તમે એના પર પ્રેમ રાખો છો, એનું સુખ વાંચ્છો છો, એટલે મારી સાથે એ પરણે તે તમે ઇષ્ટ ગણો છો?'

'જરૂર,' નેખ્લ્યુડોફે નિશ્ચયપૂર્વક કહ્યું.

'હવે બધો આધાર એના પર છે. મારી ઇચ્છા તો એટલી જ છે કે આ દુઃખી આત્માને ક્યાંક આરામ મળે,' આવા સોગિયા દેખાતા માણસમાં કોઇએ આશા ન રાખી હોય એવી બાલોચિત મૃદુતાથી સાઇમનસને કહ્યું.

સાઇમનસન ઊભો થયો, નેખ્લ્યુડોફ પાસે ગયો, અને શરમ-મિશ્રિત સ્મિત કરી તેને ચુંબન કર્યું.

'ત્યારે હું એને વાત કરીશ.' એમ બોલીને તે ચાલ્યો ગયો.

# પ્રકરણ સત્તરમું

'**કેવી** લાગે છ તમને આ વાત?' મેરી પાવલોવ્નાએ પૂછ્યું. 'આ તો પ્રેમમાં છે, પૂરેપૂરો પ્રેમમાં છે! હવે એ વસ્તુની તેનામાં તો હું કદી આશા જ રાખું નહિ—વ્લાડિમિર સાઇમનસન પ્રેમમાં પડે, ને તે આવી બેવકૂફ ને બાલિશ રીતે પ્રેમમાં પડે એવું હું કદી માનું નહિ. નવાઈભરી; ને સાચું કહું તો, દિલગીરીભરી વાત છે આ તો,' નિસાસો નાખીને તેણે કહ્યું.

'પણ પેલી—કાટુશા—નું શું? આ બાબતમાં એના શા વિચાર તમે ધારો છો?' નેખ્લ્યુડોફે પૂછ્યું.

'એના?' એમ બોલીને, બને તેટલો યથાર્થ ઉત્તર આપવા માટે મેરી પાવલોવ્ના અટકી. 'એના? વારુ, તમે તો જુઓ જ છો કે ભૂતકાળમાં બધું બની ગયા છતાં એની પ્રકૃતિ અત્યંત નીતિપરાયણ છે, અને એના હૃદયભાવો તો અત્યંત સુંદર છે. એનો તમારા પર પ્રેમ છે, સાચો પ્રેમ છે, અને તમને પોતાની સાથે સંડોવાતા અટકાવીને તમારું બીજું ભાવાત્મક નહિ તો આટલું અભાવાત્મક હિત કરી શકે તો એથી પણ તે સુખી થાય એમ છે. તમારી સાથે લગ્ન કરવાં એ તો એને માટે ભયંકર પતનરૂપ છે, ભૂતકાળનાં એનાં સર્વ કામો કરતાં પણ ભૂરું એવું પતન છે; એટલે એ લગ્ન કરવા તો કદી સંમત નહિ થાય. અને છતાં તમારી હાજરી એને વ્યગ્ર કરે છે.'

'વારુ', પણ ત્યારે મારે શું કરવું? મારે શું અલોપ થઈ જવું?'

મેરી પાવલોવ્નાએ પોતાની ટેવ મુજબનું મધુર, બાલોચિત સ્મિત કરી કહ્યું:

'હા, અમુક અંશે.'

'માણસ અમુક અંશે કેવી રીતે અલોપ થઇ શકે?'

'હું તો અર્થવિનાનું બકું છું. પણ એના સંબંધમાં હું કહી શકું કે તેના આ ઉત્સાહમય પ્રેમની અંદર રહેલી મૂર્ખાઇ એ ઘણું કરીને જોઈ શકે છે—એણે હજુ તેને વાત નથી કરી—એટલે એ તેની આવી લાગણીથી પોતાને માન મળ્યું માને છે. તેમ બીએ પણ છે. આવી બાબતમાં કશો યથાર્થ નિર્ણય કરવા જેટલી એ વિષયની પ્રવીણતા મારામાં નથી એ તો તમે જાણો છો; છતાં, હું એમ માનું છું કે અન્ય ભાવથી આચ્છાદિત હોવા છતાં એના પૂરતી એ વૃત્તિ અદનામાં અદના આદમીના જેવી જ છે. એ કહે છે કે એનો આ પ્રેમ એની શક્તિને ઉત્તેજિત કરે છે અને તે અફલાતૂની નિર્વિષય પ્રેમ છે, પણ મને ખબર છે કે તેની એ વૃત્તિમાં એવી વિશિષ્ટતા અને અસાધારણતા હોય તોપણ આખરે એના મૂળમાં તો એની એ મલિનતા...નોવોડ્વોરોફ ને ગ્રાબેટ્સ વચ્ચે છે એવીને એવી જ મલિનતા રહેલી છે.'

પોતાના પ્રિય વિષય પર અત્યારે વાત આદરી હતી એટલે મેરી પાવલોવ્ના પ્રસ્તુત વિષયથી આડી ઊતરી ગઇ હતી.

'વારુ', પણ ત્યારે મારે શું કરવું?' નેખ્લ્યુડોફે પૂછ્યું.

'મને લાગે છે તમારે બધી વાત માસ્લોવાને કરવી. બધી વાતમાં ચોખવટ કરવી એ જ હમેશાં સારું. એટલે એની સાથે વાત કરો. હું એને બોલાવીશ. મોકલું એને?' મેરી પાવલોવ્નાએ પૂછ્યું.

'હા, તમને ઠીક લાગે તો મોકલો,' નેખ્લ્યુડોફે કહ્યું.

મેરી પાવલોવ્ના બહાર ગઈ.

આ નાનકડા ખંડમાં ઊંઘતી વેરા ડુખોવા સાથે પોતે એકલો પડ્યો એટલે નેખ્લ્યુડોફને વિચિત્ર લાગણી થઈ આવી. આ વખતે વેરા ડુખોવા ઊંઘમાં વચ્ચે વચ્ચે દુઃખનો ઊંકારો કરતી હતી. તેનો મંદ શ્વાસોચ્છ્વાસ તથા વચગાળાનાં બે બારણામાંથી આવતો કેદીઓનો અવિરત અવાજ એ સાંભળી રહ્યો હતો. સાઇમનસનનાં વચનોએ એને સ્વયંસ્વીકૃત ફરજમાંથી મુક્ત કર્યો હતો. આ ફરજ નિર્બળતાની પળે એને આકરી ને વિચિત્ર લાગતી હતી, છતાં અત્યારે સાઇમનસનના શબ્દો સાંભળીને એને કેવળ અણુગમાની જ નહિ પણ દુઃખની અકથ્ય લાગણી થઈ આવી. એને એમ લાગી આવ્યું કે સાઇમનસને કરેલી માગણીએ પોતે જે આત્મત્યાગ કરતો હતો તેની વિશિષ્ટતા નષ્ટ કરી દીધી છે અને તેથી પોતાની તેમ બીજાઓની નજરે એવા આત્મત્યાગની જે મહત્તા હતી તે હવે આ માગણીએ ઘટાડી દીધી છે. માસ્લોવા સાથે કોઇ પણ બંધનથી નહિ જકડાએલો એવો સાઇમનસન જેવો સાધુપુરુષ જો પોતાનું નસીબ તેની સાથે જોડવા તૈયાર થતો હોય તો પછી પોતાનો આત્મત્યાગ કંઇ એવો મહાન ન જ ગણી શકાય. એની આ લાગણીમાં સ્વાભાવિક ઇર્ષ્યાનો પણ થોડોઘણો પાસ હશે. માસ્લોવાના પ્રેમથી એ એટલો બધો ટેવાઈ ગયો હતો કે તે માસ્લોવા અન્ય કોઇ પર પ્રેમ રાખી શકે એ વાત સ્વીકારવી એને ગમતી નહોતી.

વળી સાઈમનસનની આ માગણી સજાની મુદત દરમિયાન માસ્લોવા સાથે રહેવાની પોતે જે યોજના ઘડી હતી તેને ઊંધી વાળી દેતી હતી. તે જો સાઈમનસનને પરણે તો પછી પોતાની

હાજરીની કંઈ જરૂર રહે નહિ એટલે પોતાને પાછી નવી યોજના ઘડવી પડે.

પોતાની વૃત્તિનું પૃથક્કરણ કરવાનો એને અવકાશ મળે તે પહેલાં કાટુશાએ અંદર આવવા બારણું ઉઘાડયું તેની સાથે કેદીઓના અવાજનો ઘોંઘાટ એકદમ અંદર ધસી આવ્યો. કેદીઓમાં આજે કંઇક અસાધારણ વાત ચાલી રહી હતી.

ચપળ ગતિએ ચાલતી કાટુશા નેખ્લ્યુડોફ પાસે આવી પહોંચી.

'મેરી પાવલોવ્નાએ મને મોકલી,' તે બોલી.

'હં. મારે તારી સાથે વાત કરવી છે. બેસ. લાડિમિર સાઇમનસન મારી કને વાત કરવા આવ્યા હતા.'

'એમણે શું કહ્યું?' તેણે પૂછ્યું.

'એમણે એમ કહ્યું કે પોતે તને પરણવા માગે છે.'

એકાએક તેના ચહેરા પર દુ:ખની કરચલી પડી, પણ તે કંઈ બોલી નહિ, ફક્ત પોતાની આંખો તેણે નીચી ઢાળી દીધી.

'તે મારી સંમતિ અથવા સલાહ માગે છે. મેં તો કહ્યું કે બધો આધાર તારા પર છે–નિર્ણય કરવાનો છે તે તારે કરવાનો છે.'

'અરે, આ બધું શું ચાલી રહ્યું છે? ને શું કામ?' તે બબડી, ને નેખ્લ્યુડોફ પર સદાએ નવાઇભરી અસર કરતી એવી પોતાની વિશિષ્ટ મલાખી આંખે એની આંખો ભણી જોઇ રહી. થોડી સેકંડ સુધી તે બન્ને એક બીજાની ચક્ષુઓમાં દૃષ્ટિ કરતાં મૂંગાં બેસી રહ્યાં અને એમના આ દૃષ્ટિવિનિમયે પરસ્પર ઘણું ઘણું જણાવી દીધું.

'તારે નિર્ણય કરવાનો છે,' નેખ્લ્યુડોફે ફરીને કહ્યું.

'હું શો નિર્ણય કરવાની હતી? બધો નિર્ણય ક્યારનો થઇ ચૂક્યો છે.'

'ના, વ્લાડિમિર સાઇમનસનની માગણી તારે કબૂલ રાખવી છે કે નહિ તેનો તારે નિર્ણય કરવાનો છે,' નેખ્લ્યુડોફે કહ્યું.

'મારા જેવી સજા પામેલી બૈરી વળી પરણીને એમનું શું ઉકાળવાની હતી? વ્લાડિમિર સાઇમનસનની જિંદગી પણ મારે શું કામ બરબાદ કરવી?' ભવાં ચડાવીને તેણે કહ્યું.

'વારું, પણ સજા રદ થાય તો?'

'અરે, હવે જવા દોને એ વાત. કંઇ વધુ બોલવા જેવું છે જ નહિ એમાં,' તેણે કહ્યું અને ખંડ બહાર જવા ઊભી થઈ.

## પ્રકરણ અઢારમું

**કુદુશાની** પાછળ પાછળ ચાલતો નેખ્લ્યુડોફ આદમીઓના ખંડમાં પાછો આવ્યો ત્યારે એણે સૌને આવેશમાં આવી ગએલા દીઠા. બધે ફરનાર, બધાને ઓળખનાર, ને બધી વાતની નજર રાખનાર નાબાટોફે આપેલા સમાચારથી સૌ સ્તબ્ધ બની ગયાં હતાં. સમાચાર એ હતા કે અહીંની એક દીવાલ પર ક્રાન્તિકારી પેટ્રલિને લખેલી ચિઠ્ઠી તેણે શોધી કાઢી હતી. આ પેટ્રલિનને સખત મજૂરીની સજા થઇ હતી, અને તે લાંબા વખત ઉપર કારા પહોંચી ગયો છે એમ સૌ માનતું હતું; ત્યારે આ ચિઠ્ઠી ઉપરથી તો એમ નીકળતું હતું કે તે આ રસ્તે થઈને ટૂંક મુદત પર જ પસાર થએલો, અને ફોજદારી ગુનેગારોમાં તે એકલો જ રાજદ્વારી કેદી હતો.

'૧૭મી ઑગસ્ટે' ચિઠ્ઠીમાં લખેલું, 'મને ફોજદારી કેદીઓના સાથમાં એકલો રવાના કરેલો. નેવેરોફ મારી સાથે હતો ખરો,

કેવા માણસોના! એ લોકો તો ઉત્તમોત્તમ માણસોના જાન જાય એમ જ માગે છે. હા, હુર્ઝને કહેલું કે ડિસેંબ્રિસ્ટ લોકોને જ્યારે ખેંચી લીધેલા ત્યારે આપણા સમાજની સરેરાશ ગુણકક્ષા બહુ નીચી પડી ગએલી. મને પણ એ વાત સાચી લાગે છે. પછી ખુદ હુર્ઝન ને એના સાથીઓને ખેંચી લીધેલા, અને હવે આ નેવેરોફનો વારો......'

'બધાનો કંઈ એમ નિકાલ નહિ કરી શકે એ લોકો,' ઉમંગી અવાજે નાબાટોફે કહ્યું, 'એ જમાતને જીવતી રાખવાને સદાય જોઇએ તેટલા મળી રહેવાના.'

'ના, જો આપણે એ લોકો તરફ જરાય દયા બતાવીએ, તો નહિ મળી રહે,' કોઇ બીજાને વચ્ચે બોલવા ન દેતાં પોતાનો અવાજ વધારી ક્રિલ્ટ્ઝોફે આગળ કહેવા માંડ્યું. 'મને સિગરેટ આપોને.'

'અરે, આનાતોલ, સિગરેટ પીવી તમારે માટે સારી નથી હો,' મેરી પાવલોવ્નાએ કહ્યું. 'ભલા થઇને પીઓ મા.'

'અરે, મરવા દોને મને હવે,' તેણે રોષથી કહ્યું ને સિગરેટ ચેતાવી, પણ તરત જાણે મંદવાડ શરૂ થયો હોય એવી ઉધરસ ને અમળાટ ઊમટ્યાં. બડખો કાઢી નાખીને તેણે આગળ બોલવા માંડ્યું:

'આપણી અત્યાર સુધીની પ્રવૃત્તિ બરાબર છે જ નહિ. દલીલ ને ચર્ચાચર્ચી કરવાની છે જ નહિ, કરવાનો છે બધાએ મળીને એકસંપ......ને એકસંપ કરીને એ લોકોની જડ ઊખેડી નાખવાની છે.'

'પણ એ લોકો પણ માનવી છે,' નેખ્લ્યુડોફે કહ્યું.

'ના, એ લોકો માનવી નથી: અત્યારે કરી રહ્યા છે એવાં કામો કરનારા માનવી નથી........ના.......કહે છે એક જાતનાં

વિમાન ને બોંબની શોધ થઇ છે. તો તો સરસ, તો તો કોઈક વિમાનમાં બેસી આકાશમાં જવું, ને માંકડની જેમ એ લોકોનો સદંતર નાશ થઇ જાય ત્યાં સુધી એ લોકો પર બોંબનો વરસાદ વરસાવવો......હં. કેમકે......' તેણે આગળ બોલવા કોશિશ કરી, પણ તેને પહેલાં કરતાં પણ આકરી ઉધરસ આવવા માંડી, તેનો ચહેરો લાલચોળ થઈ ગયો, ને તેના મોંમાંથી જોસબંધ લોહીની ઊલટી થઇ. એટલે નાબાટોફ થોડો બરફ લાવવા દોડ્યો. મેરી પાવલોવ્ના દવાની શીશી લઇ આવી અને તેમાંથી થોડાં ટીપાં તેને આપવા માંડ્યાં, પણ તેનો શ્વાસ ધમણની જેમ જોરથી ચાલતો હતો એટલે તેણે પોતાના પાતળા ગોરા હાથ વડે તેને પાછી હડસેલી અને પોતાની આંખો મીંચીને પડ્યો રહ્યો. બરફ ને ઠંડા પાણીથી તેની વેદના કંઇક કમી થઇ, અને તેને પથારીમાં સુવાડી દીધો એટલે નેખ્લ્યુડોફ સૌને રામરામ કરી કેટલાક વખતથી પોતાની વાટ જોઈને ઊભેલા જમાદાર સાથે બહાર નીકળ્યો.

ફોજદારી ગુનેગારો હવે શાંત થઈ ગયા હતા, અને ઘણાખરા તો ઊંઘવા પણ લાગ્યા હતા. તે બધા જો કે છાજલીઓ ઉપર તેમ છાજલીઓ તળે અને વચ્ચેની જગામાં પથારી કરીને પડ્યા હતા તોપણ, બધાનો અંદરના ભાગમાં સમાવેશ થઈ શકે એમ નહોતું; એટલે કેટલાક જણ પોતાના કોથળા પાથરીને તથા ભીંજાએલા ડગલા ઓઢીને બહાર ચાલીમાં પડ્યા હતા. ખુલ્લાં બારણાંમાંથી ઊંઘની ઘોરણના અવાજ, ઊંકારા, તેમ ઊંઘે ઘેરાએલાના શબ્દો આવતા હતા અને ચાલીમાં સંભળાતા હતા. જ્યાં જુઓ ત્યાં જેલના ડગલામાં વીંટળાએલા માનવીઓના સામટા ઢગના ઢગ પડ્યા હતા. આ સૌ ઊંઘતા હતા. જાગનારમાં ફક્ત અપરિણીતોના ઓરડામાં થોડાક જણ હતા. તે એક મીણબત્તી સળગાવીને બેઠા હતા, પણ જમાદારને દેખ્યો એટલે તેમણે તે મીણબત્તી બુઝાવી

નાખી. ચાલમાં એક ડોસો હતો તે ચાલની બત્તીના અજવાળામાં કપડાં કાઢીને બેઠો હતો અને પોતાના પહેરણમાંથી માંકડ વીણતો હતો. અહીંના બદબોભર્યા બંધિયાર વાતાવરણ સાથે સરખાવતાં તો રાજદ્વારી કેદીઓના ખંડોની ગંદી હવા પણ ચોખ્ખી લાગતી હતી. ધુમાડિયો દીવો જાણે ધુમ્મસમાં બળતો હોય એમ ઝાંખો પ્રકાશતો હતો, અને શ્વાસ લેવો પણ મુશ્કેલ થઈ પડયો હતો. ચાલમાં પગ મૂકવાની પણ જગા રહી નહોતી, એટલે ચાલતાં ચાલતાં માણસને ધ્યાન દઈને ખાલી જગા ખોળી કાઢવી પડે એવું હતું, અને તેમાં એક ડગલું મૂકયા પછી બીજું ડગલું મૂકતાં પહેલાં પાછી એવી ને એવી સંભાળપૂર્વક ખાલી જગાની શોધ કરવી પડતી હતી. ત્રણ જણને તો ચાલમાં પણ જગા મળી શકી નહોતી એટલે તેઓ આગલા ઓરડામાં ગંધાતા પીપની પડખે પડયા હતા. આ ત્રણમાં એક બૂડથલ બૂઢિયો હતો. નેખ્લ્યુડોફે તેને આ કાફલા સાથે કૂચ કરતો દીઠો હતો. બીજો એક બાર વરસનો છોકરો હતો. તે બે જણની વચ્ચે એક જણના પગ પર માથું મૂકીને સૂતો હતો.

દરવાજા બહાર નીકળ્યો એટલે નેખ્લ્યુડોફે ઊંડો શ્વાસ લીધો, અને એમ ને એમ ઝાઝી વાર સુધી ઝાકળભરી હવાના ઊંડા દમ એણે લીધા કર્યા.

# પ્રકરણ ઓગણીસમું

આકાશ સ્વચ્છ થઇ ગયું હતું ને તારા ચમકવા લાગ્યા હતા. નેખ્લ્યુડોફ પોતાની વીશી ભણી પાછો ફર્યો ત્યારે થોડી જગા બાદ કરતાં બીજે બધે કાદવ ઠરીને કઠણ થઇ ગયો હતો. વીશી આગળ આવીને એણે તેની કાળી બારી પર ટકોરો કર્યો, એટલે પેલો પહોળી ખાંધવાળો ભિભડ ઉઘાડે પગે બારણું ઉઘાડવા આવ્યો. પાછલા ફળિયામાં પડતા જમણી બાજૂ પરના એક બારણામાંથી એ ફળિયામાં સૂતેલા ગાડાવાળાઓના ઘોરવાનો મોટો કઠોર અવાજ આવતો હતો, તથા વાડામાંથી 'ઓટ' ચાવતા ઘણા ઘોડાનો અવાજ સંભળાતો હતો. આગલા ખંડમાં દેવમૂર્તિઓ સમક્ષ એક લાલ બત્તી બળતી હતી, પરસેવાની ખાટી વાસ આવતી હતી, અને જોરદાર ફેફસાંવાળો કોઇક આદમી આંતરા પાછળ પડચો પડચો ઘોરતો હતો. નેખ્લ્યુડોફે કપડાં ઉતાર્યાં, મીણની ગાદલીવાળા સોફા પર પોતાનું મુસાફરીમાં વાપરવાનું ચામડાનું ઓશીકું મૂક્યું, પોતાનો કામળો તેના પર પાથર્યો, અને પછી પોતે આજના દિવસમાં જે કંઇ જોએલું તથા સાંભળેલું તે વિશે વિચાર કરતો એ લાંબો થઇને પડચો. આજનાં બધાં દશ્યોમાં, ગંધાતા પીપમાંથી નીગળતા પાણીમાં બીજા કેદીના પગનું ઓશીકું બનાવીને સૂતેલા પેલા છોકરાનું દશ્ય એને સૌથી વધારે ભયંકર લાગ્યું.

સાઈમનસન અને કાટુશા સાથે એને તે રાત્રે થએલી વાતચીત અણધારી હતી ને મહત્ત્વની હતી, છતાં તે વિશે એણે ઝાઝો વિચાર કર્યો નહિ. એ વિષયમાં પોતાની સ્થિતિ એટલી બધી ગૂંચવણભરી ને અસ્પષ્ટ અનિશ્ચિત હતી કે એ વિશેના વિચાર એણે પોતાના ચિત્તમાંથી હાંકી કાઢ્યા. પણ બદબોભરી હવામાં શ્વાસ લેતા અને ગંદા પીપમાંથી જવતા પાણીમાં પડેલા કેદીઓનું ચિત્ર, અને તેમાંએ બીજા કેદીના પગ પર માથું મૂકીને ઊંઘતા બાળકનો નિર્દોષ ચહેરો તો પહેલાં કરતાં પણ વિશેષ તાદૃશ રૂપમાં તેના ચિત્તમાં ફરી ફરીને ખડાં થવા લાગ્યાં, અને તેને એ કેમે કરતાં ત્યાંથી ખસેડી શક્યો નહિ.

દુનિયામાં ક્યાંક, દૂર દૂરને કોઈક સ્થળે, જાતજાતનાં અપમાનો, હીણપતો ને દુઃખોનો અનુભવ કરાવી બીજાં માણસોને પીડી રહેલાં માણસો વસે છે એવું ફક્ત જાણવું એ એક વાત છે; પણ આ બધાં અપમાનો ને દુઃખોની ઝડી વરસતી લાગટ ત્રણ મહીના સુધી જોયા કરવી, એ તેથી તદ્દન જુદી વાત છે. એ બન્ને વસ્તુઓ વચ્ચે આસમાન જમીનનું અંતર છે, અને નેખ્લ્યુડોફને એ વાતનો અનુભવ થયો. આ ત્રણ માસ દરમિયાન એના ચિત્તમાં ફરી ફરીને એકનો એક પ્રશ્ન ઊઠતો કે 'બીજા કોઈ દેખતા નથી એવું હું એક જ દેખી રહ્યો છું, તે શું હું ગાંડો થઈ ગયો છું, કે હું દેખી રહ્યો છું એવાં આ બધાં કામો કરી રહેલા આ લોકો ગાંડા થઈ ગયા છે?' અને છતાં આ લોકો (બધા પાર વિનાના હતા આ લોકો) પોતાને આટલાં બધાં આશ્ચર્યજનક ને ભયંકર લાગતાં કામો પોતે આવશ્યક મહત્ત્વનું ને ઉપયોગી કાર્ય કરી રહ્યા છે એવી સ્વાસ્થ્યભરી શ્રદ્ધાથી કરી રહ્યા હતા એટલે તેઓ ગાંડા છે, એ વાત માનવી મુશ્કેલ હતી; તેમ પોતાના વિચારો સ્પષ્ટ છે એવું

પોતાને ચોખ્ખું ભાન હોવાથી પોતે ગાંડો છે એમ પણ એ માની શકે એમ નહોતો. આથી એ સતત ગૂંચવણભરી મનોદશામાં રહેતો હતો.

આ ત્રણ માસ દરમિયાન એણે જોએલી વસ્તુઓની એના પર જે અસર થઇ તે આ જાતની હતીઃ—

સઘળાં સ્વતંત્ર મનુષ્યોમાંથી, જેઓ સૌથી વિશેષ આવેશમય, સૌથી વિશેષ જલદ સ્વભાવના, સૌથી વિશેષ લાગણીવશ, તેમ સૌથી વિશેષ ઇશ્વરદત્ત શક્તિ ધરાવનાર અને સૌથી વિશેષ બળવાન, પણ બીજી બાજુથી ઓછામાં ઓછી કાળજી કે દક્ષતાવાળાં હતાં તેવાં મનુષ્યોને અદાલતી મુકર્દમાના કે વહીવટી હુકમોના બળે અહીં વીણી વીણીને લાવવામાં આવ્યાં હતાં. બહાર મુક્ત રહેલાં મનુષ્યો કરતાં આ લોકો લેશ પણ વિશેષ ભયંકર નહોતાં, છતાં તેમને પ્રથમ જેલમાં ગોંધી દેવામાં આવતાં હતાં અને ત્યાંથી પછી સાઇબીરિયા હડસેલી દેવામાં આવતાં હતાં. આ સાઇબીરિયામાં એમને મહીનાના મહીના ને વરસોનાં વરસો સુધી કુદરતથી તેમ તેમનાં કુટુંબોથી દૂર દૂર કશા ઉપયોગી કામધંધા વિના તદ્દન આળસુ દશામાં રાખવામાં આવતાં હતાં—અર્થાત્ નૈસર્ગિક ને નીતિપરાયણ જીવનને આવશ્યક એવી સઘળી વસ્તુઓથી વંચિત દશામાં રાખવામાં આવતાં હતાં. આ એક વાત.

બીજી વાત એ કે આ લોકોને બેડી, મૂંડેલાં માથાં, ને લજામણાં કપડાં એવી જાતજાતની બિનજરૂરી હીણપત ને અપમાન જેલમાં સહન કરવાં પડતાં હતાં; અર્થાત્ લાજઆબરૂ, લોકાપવાદની લાગણી, અને માનવી તરીકેના ગૌરવનું ભાન એ બધાં નિર્બળ જનોને સદ્ગુણી જીવન ગુજારવાને પ્રેરે એવાં જે મુખ્ય તત્ત્વો છે તેથી તેમને વંચિત રાખવામાં આવતાં હતાં.

ત્રીજી વાત એ કે કારાવાસનાં સર્વ સ્થળોમાં સામાન્ય એવાં ચેપી દરદો, થાક, અને ઉપરીઓના શિક્ષાપ્રહારો (લૂ લાગવાથી, ડૂબી જવાથી કે આગ લાગવાથી નીપજતાં આકસ્મિક મૃત્યુને અલગ રાખીએ તોપણ) એ બધાં દુઃખોનો ભય તેમને માથે સતત રીતે લટકી રહેલો હોવાથી ભારેમાં ભારે નીતિપરાયણ મનુષ્યો પણ આત્મસંરક્ષણ ને જીજિવિષાની સહજ વૃત્તિથી ઘોરમાં ઘોર ક્રૂર કૃત્યો કરવાને અને બીજાં માણસો કરતાં હોય તો તે દરગુજર કરવાને પ્રેરાય એવી પરિસ્થિતિમાં આ લોકો નિરંતર પોતાનું જીવન ગુજારી રહ્યાં હતાં.

ચોથી વાત એ કે આ લોકોને છાકટા, લંપટ, ખૂની, બદમાસો એવા એવા સંસારે તેમ ખુદ આવી સંસ્થાઓએ ભ્રષ્ટ બનાવી મૂકેલા માણસોની સોબતમાં ફરજિયાત રીતે રહેવું પડતું હતું, અને આવા માણસો હજુ નિર્દોષ રહ્યા હોય એવા ઉપર, ખીરું જે અસર લોટ પર કરે એવી અસર કરતા હતા.

અને પાંચમી વાત એ કે પોતાના પ્રત્યે જે અમાનુષી વર્તન રાખવામાં આવતું હતું, સ્ત્રીઓ, બાળકો ને વૃદ્ધોને પણ જે કષ્ટ આપવામાં આવતાં હતાં, સોટા અને ચાબુકો વડે એમને જે ફટકા મારવામાં આવતા હતા, કોઈ કેદી નાસી ગયો હોય તેને પાછો પકડી લાવવા—જીવંત કે મૃત ગમે તે દશામાં પણ પકડી લાવવા—માટે જે ઇનામ આપવામાં આવતાં હતાં, પતિપત્નીઓને પરસ્પરથી વિખૂટાં પાડી પારકાં સ્રી–પુરુષો સાથે તેમનો કામસંબંધ થાય એવા જે સંજોગો ઊભા કરવામાં આવતા હતા, અને ગોળીબાર કે ફાંસી વડે જે જાન લેવામાં આવતા હતા—તે બધાની આ લોકો પર એવી સબળ છાપ પડી હતી કે પોતાનું કામ સરતું હોય ત્યારે સરકાર પોતે સર્વ પ્રકારનો અત્યાચાર, નિર્દયતા અને

અમાનુષી વર્તાવ નભાવી લે છે, એટલું જ નહિ પણ તેની મંજૂરી પણ આપે છે. એટલે પછી જેમનું પોતાનું સ્વાતંત્ર્ય છીનવી લેવામાં આવ્યું હતું ને જેઓ ભારે તંગીમાં અને દુઃખમાં દહાડા ગાળતા હતા તેઓને આવા સંજોગોમાં પોતે કે પોતાના વર્ગના માણસો પણ હિંસક પ્રવૃત્તિ આચરે તો તે સર્વથા ક્ષમ્ય લાગ્યા વિના રહે એમ નહોતું.

આ સઘળાં શિક્ષાસ્થાનો ને આ સઘળી શિક્ષાપદ્ધતિઓ તો, ભ્રષ્ટતા ને દુષ્ટતા ઉત્પન્ન કરવા માટે અને ઉત્પન્ન કરીને પછી એ સકળ દુષ્ટતાના અર્કરૂપ ચેપ દ્વારા બીજા કોઇ પણ સાધન દ્વારા શક્ય ન હોય તેવા બહોળા પ્રમાણમાં તેનો જનસમાજમાં પ્રચાર કરવાને માટે ખાસ હેતુપૂર્વક યોજાએલ લાગતાં હતાં.

'મોટામાં મોટી જનસંખ્યાને ભ્રષ્ટ કરવાનું ઉત્તમોત્તમ ને અચૂક સાધન શોધી કાઢવાનું જાણે બીડું ઝડપ્યું હોય એના જેવી બરોબર આ તો વાત લાગે છે!' જેલોમાં તેમ પડાવનાં સ્થાનોમાં થઇ રહેલાં કામોનો ઊંડો મર્મ સમજાતો ગયો તેમ તેમ નેખ્લ્યુડોફને લાગવા માંડયું. દર સાલ લાખો માણસોને દુષ્ટતાની ટોચે લઇ જવામાં આવતાં હતાં અને જ્યારે તેઓ પૂરેપૂરા ભ્રષ્ટ બની જાય ત્યારે જેલમાં પોતાને લાગુ પડેલો પોતાનો નીતિરોગ જનસમાજમાં પૂર છૂટથી ફેલાવે એમ તેમને છોડી મૂકવામાં આવતાં હતાં.

સમાજે પોતાની નજર સામે રાખેલો હેતુ કેવી સફળતાપૂર્વક સિદ્ધ થઇ રહ્યો છે તે વાત નેખ્લ્યુડોફે ટ્યુમેન, એકટેરિનબર્ગ, ને ટોમ્સ્કની જેલોમાં તેમ પડાવસ્થાનોમાં બરાબર જોઇ. સામાન્ય રશિયાઇ ખેડૂતોને સહજ એવી ખ્રિસ્તીધર્મપ્રતિપાદિત નીતિમત્તાવાળાં સાધારણ વર્ગનાં સરળ ભોળાં માણસો જેલમાં આવીને પોતાનો એ નીતિમત્તાનો ખ્યાલ ગુમાવી બેસતાં હતાં, અને તેને

સ્થાને જેલમાં જન્મેલો એવો નવો જ ખ્યાલ ધરાવતાં થતાં હતાં. આ નવા ખ્યાલના મૂળમાં માનવપ્રાણીઓ પરનો કોઇ પણ પ્રકારનો અત્યાચાર કે તેમના પરની કોઇ પણ પ્રકારની હિંસા જો લાભદાયક લાગતી હોય તો તે ન્યાય્ય ગણાવા યોગ્ય છે, એવી માન્યતા રહેલી હતી. જેલમાં રહી આવ્યા પછી આ લોકોને સર્વાત્મના પ્રતીતિ થતી કે પોતા પર જે બધું ગુજરી રહ્યું છે તે ઉપરથી વિચાર કરતાં તો, ધર્મમંડળ તેમ નીતિશિક્ષકો તરફથી પ્રબોધવામાં આવતા પોતાનું સ્વમાન જાળવવાના તેમ અન્ય તરફ સમભાવ રાખવાના સઘળા નીતિનિયમો વાસ્તવ જીવનમાં ઊંચે મૂકવામાં આવે છે અને તેથી એ નિયમોનું પાલન કરવું પોતાને માટે પણ કોઇ રીતે આવશ્યક નથી, એમ માનતાં તેઓ બની જતાં. પોતાના પરિચયમાં આવેલા સઘળા કેદીઓમાં—ફેગેરોફ, મકાર, અને ટારાસ જેવામાં પણ—જેલજીવનની આ જાતની માઠી અસર નેખ્લ્યુડોફ જોઈ શકતો. ટારાસ દલીલો કરતો તેની અંદરની નીતિ-શૂન્યતાથી તો નેખ્લ્યુડોફને ખાસ આશ્ચર્ય થતું. આ પ્રવાસમાં તેના જાણવામાં આવ્યું કે કળણવાળાં સ્થાનોમાં નાસી જતા ભામટાઓ પોતાના સાથી કેદીઓને પણ સમજાવીને પોતાની સાથે નસાડી જતા અને પછી તેમને ઠાર કરી તેમના માંસ પર ગુજારો કરતા. આવા એક માણસને એણે જાતે જોએલો. તે માણસે પોતે એ ગુનાની વાત સ્વીકારી હતી. અને આમાં સૌથી ભયંકર બિના તો એ હતી કે માનવાહારનો આ કોઈ છૂટોછવાયો પ્રસંગ નહોતો, આવા પ્રસંગો સતત રીતે વારંવાર બન્યા જ કરતા હતા.

આવાં શિક્ષાસ્થાનોમાં ચાલી રહેલી દુષ્ટતાની વિશિષ્ટ કેળવણી દ્વારા જ સામાન્ય રશિયનો આ ભામટાઓની જેવી—ચાહે સો કરવાની સદર પરવાનગી માની લેનારા અને કોઈ બાબતને નિષિદ્ધ નહિ સમજનારા, અને તેથી નિત્શેના નવામાં નવા સિદ્ધાંતોને પણ

ટપી જનારા એવા આ ભામટાઓની જેવી—સ્થિતિને પામતા હતા, અને પછી તેઓ પોતાની આવી માન્યતાઓ પ્રથમ કેદીઓમાં ને ત્યાંથી પછી જાહેર જનતામાં ફેલાવતા હતા.

આ બધું જે થઈ રહ્યું હતું તેના સંબંધમાં એક જ ખુલાસો કરવામાં આવતો હતો કે એનો આશય ગુનાની અટકાયત કરવાનો, લોકોના ચિત્તમાં ભીતિ પેદા કરવાનો, ગુનેગારોને સુધારવાનો અને કાયદાપોથીઓના શબ્દોમાં કહીએ તો તેમના પર 'કાયદેસર વેર' લેવાનો હતો. પણ હકીકત તો એ હતી કે આવું કશું પરિણામ આમાંથી આવતું નહોતું. આથી તો દુર્ગુણોની અટકાયતને બદલે તેનો ઊલટો વિશેષ ફેલાવો થતો હતો; આવી સજાઓથી ડરી જવાને બદલે ગુનેગારોને તો ઊલટું આથી ઉત્તેજન મળતું હતું (ઘણા ભામટાઓ સ્વેચ્છાથી જ જેલમાં પાછા આવતા હતા); ગુનેગારોને સુધારવાને બદલે ઊલટી અહીં તો સર્વ જાતના દુર્ગુણોની એમને વ્યવસ્થિત કેળવણી મળતી હતી; અને વૈરવૃત્તિ તો સરકારની આ સજાપ્રવૃત્તિથી શિથિલ બનવાને બદલે આ લોકોને સ્વભાવ-પ્રાપ્ત નહિ હોવા છતાં ઊલટી તેમનામાં સજડ કરવામાં આવતી હતી.

'ત્યારે આ બધું શું કામ કરતાં હશે?' નેખ્લ્યુડોફના ચિત્તમાં પ્રશ્ન થયો, પણ તેનો કશો ઉત્તર એને સૂઝયો નહિ.

અને એને સૌથી આશ્ચર્યની વાત લાગી તે તો એ કે આ બધું કંઈ અકસ્માત અણધાર્યું બનતું નહોતું, ભૂલથી થઈ રહ્યું નહોતું, તેમ જ કંઈ એક જ વાર થતું નહોતું; પણ સૈકાઓથી સતત રીતે થઈ રહ્યું હતું, અને એમાં ફેર હોય તો ફક્ત એટલો જ હતો કે શરૂઆતમાં લોકોનાં નસકોરાં ચીરી નાખતા અને કાન કાપી નાખતા; પછી એવો વખત આવ્યો કે તેમને ડામ દઈને લોઢાના થાંભલા સાથે બાંધી રાખતા; અને હવે હાથકડી જડી તેમને ગાડાંને બદલે વરાળિયાં વાહનોમાં બેસાડીને દેશપાર મૂકી આવે છે.

જે વસ્તુઓ જોઈને પોતાને ગુસ્સો થતો હતો તે તો અત્યારની જેલોની અપૂર્ણ ને અણઘડ વ્યવસ્થાના પરિણામરૂપ હતી, એટલે જો આધુનિક ઢબની જેલો બાંધવામાં આવે તો આ બધી વસ્તુ સુધરી જાય એવી જે દલીલો સરકારી નોકરો તરફથી કરવામાં આવતી હતી તેથી નેખ્લ્યુડોફના મનનું જરાએ સમાધાન થતું નહિ; કારણ કે એ તો સમજતો હતો કે પોતાને જે ઘૃણાસ્પદ લાગતું હતું તે કાંઇ જેલોની સંપૂર્ણ કે અપૂર્ણ વ્યવસ્થાના પરિણામરૂપ નહોતું. ટાર્ડેની ભલામણ મુજબની આદર્શ જેલો—વીજળીની ઘંટડી-વાળી અને વીજળી વડે દેહાંતદંડની સજા અપાતી હોય એવી નવી ઢબની જેલોની વાત પણ એણે વાંચી હતી, પણ આવી સુધરેલી ઢબની હિંસા તો એને વિશેષ ઘૃણાસ્પદ લાગતી હતી.

પણ એને સૌથી વિશેષ ઘૃણાસ્પદ લાગતી હતી તે તો એ વાત હતી કે લોકો પાસેથી કઢાવેલા પૈસામાંથી મોટા મોટા દરમાયા ખાતા માણસો ઇન્સાફની અદાલતોમાં તેમ પ્રધાનમંડળમાં પડ્યા હતા, અને આ મોટા દરમાયા લઇને તેઓ કામ કરતા હતા તે તો એ કે પોતાના જેવા જ અને પોતાના જેવા હેતુથી પ્રેરાએલા એવા બીજા અધિકારીઓએ લખેલી કાયદાપોથીઓ ઉથલાવવી, એ કાયદા-પોથીઓમાં આવી રીતે લખાએલા કાયદાનો ભંગ કરતાં કૃત્યોને એ કાયદા બંધબેસતા કરીને લાગુ પાડવા, અને પછી એ કાયદાને અનુસરી એવાં કામો કર્યાં હોય તે ગુનેગારોને પોતે કદી પાછા ફરી ન જોઈ શકે એવી જગ્યાએ હડસેલી દેવા—જ્યાં પછી તેમને નઠોર બની ગએલા ક્રૂર ઇન્સ્પેક્ટરો, જેલરો, અને રક્ષક-અમલદારોની દયા પર જીવવાનું રહેતું અને જ્યાં તેમનામાંથી લાખો માણસોનાં શરીર તેમ આત્મા ઉભય નાશ પામતાં.

હવે તો નેખ્લ્યુડોફને જેલજીવનનો વિશેષ નિકટ ને ગાઢ પરિચય થયો હતો, એટલે એને માલૂમ પડ્યું કે કેદીઓમાં વિકસતા

સઘળા દુર્ગુણો—છાકટાપણું, જુગાર, નિર્દયતા અને માનવાહાર જેવા ભયંકર ગુના પણ—કંઈ આકસ્મિક નહોતા, તેમ અપક્ષયના પરિણામરૂપ કે (સરકારને એનાં કામોમાં મદદ કરતા અભ્યાસજડ શાસ્ત્રવેત્તાઓ સમજાવે છે તેમ) ગુનેગાર જાતિઓનાં પ્રકૃતિસ્થ આસુરી લક્ષણોના પણ પરિણામરૂપ નહોતા; પણ મનુષ્યો એક-બીજાને સજા કરી શકે એવી અકળ ભ્રમણાના જ તે અનિવાર્ય પરિણામરૂપ હતા. નેખ્લ્યુડોફે જોયું કે માનવાહારની આદત કંઈ કાદવભરપૂર મેદાનોમાંથી શરૂ નહોતી થતી, પણ એ આદત તો પ્રધાનમંડળ, સમિતિઓ, ને સરકારી ખાતાંમાંથી શરૂ થતી, અને કાદવભરપૂર મેદાનોમાં તો તે કેવળ પરિપાક જ પામતી. ઉદાહરણ તરીકે, એણે જોયું કે પોતાનો બનેવી, તેમ ચોપદારથી માંડીને તે પ્રધાન પર્યંતના સઘળા વકીલો ને અમલદારોને પોતે વાતો કરી રહ્યા હોય છે તે ઇન્સાફ કે લોકહિતની લેશ પણ પરવા હોતી નથી, એમને તો આટલી બધી અવનતિ અને આટલાં બધાં કષ્ટો ઉત્પન્ન કરવા માટે પોતાને મળતા રૂબલોની જ કેવળ પરવા હતી. આ વાત દીવા જેવી ચોખ્ખી હતી.

'ત્યારે શું એમ હશે કે આ બધું કેવળ કોઈ ગેરસમજૂતનું જ પરિણામ છે? તો પછી આ સઘળા અમલદારોને પોતપોતાના પગાર સુરક્ષિત રીતે મળ્યા કરે અને વધારામાં વળી બક્ષિસ પણ મળે એવું કરીને અત્યારે તેઓ જે કામો કરી રહ્યા છે તે સઘળાં કામો કરતાં તેમને અટકાવી દેવાય એવી કોઈ યોજના ન થઈ શકે?' એવા વિચાર નેખ્લ્યુડોફને આવ્યા, અને આવા વિચાર સાથે, કૂકડો બીજી વાર બોલ્યો એ વખતે, પોતે જરાક હિલચાલ કરતો કે તરત ફુવારામાંથી ઊછળતા પાણીની પેઠે એની આસપાસ ચાંચડ ઘેરી વળતા હતા તોપણ એ ઘસઘસાટ ઊંઘમાં પડ્યો.

# પ્રકરણ વીસમું

નેખ્લ્યુડોફ ઊઠયો તે પહેલાં તો ઝાઝા વખત પર પેલા ગાડા-વાળા વીશીમાંથી ચાલી નીકળ્યા હતા. વીશીવાળી બાઇએ પણ ચા પી લીધી અને પછી પોતાની જાડી પરસેવે રેલાતી ગરદન રૂમાલ વડે લૂછતી લૂછતી તે નેખ્લ્યુડોફના ખંડમાં આવી અને જણાવ્યું કે પડાવસ્થાનેથી કોઇ સૈનિક એક ચિઠ્ઠી લઇને આવ્યો છે. આ ચિઠ્ઠી મેરી પાવલોવ્નાની હતી. તેણે લખ્યું હતું કે ક્રિલ્ટ્ઝોફનો દર્દનો હુમલો પોતે સૌ ધારતાં તેથી વિશેષ ગંભીર નીવડયો છે. 'અમારી પહેલી ઇચ્છા તો તેને અહીં રહેવા દેવાની, અને તેની જોડે અહીં થોભવાની પરવાનગી મેળવવાની હતી, પણ એવી પરવાનગી મળી શકી નથી, એટલે અમે તેને આગળ લઇ જઇએ છીએ; પણ અમને ધાસ્તી છે કે કંઇક માઠું પરિણામ આવે. માટે કૃપા કરીને એવી કંઈક વ્યવસ્થા કરો કે જો તેને આગળ આવતા શહેરમાં રાખે તો અમારામાંથી કોઇ એક જણને પણ તેની સાથે રહેવા દે. તેની સાથે રહેવાની પરવાનગી મેળવવા માટે મારે જો તેની સાથે લગ્ન કરવાની જરૂર હોય, તો અલબત્ત હું તેમ કરવા પણ તૈયાર છું.'

નેખ્લ્યુડોફે પેલા જુવાન ઊભડને ઘોડાની વરદી આપવા તેના મંચકે મોકલ્યો, અને પોતે ઉતાવળે પોતાની ચીજવસ્તુ બાંધવા લાગ્યો. ચાનો બીજો પ્યાલો એણે હજુ ખાલી નહોતો કર્યો ત્યાં

તો ત્રણ ઘોડા જોડેલું ગાડું ઘંટડી વગાડતું અને ઠરી ગએલા કાદવ પર પૈડાંનો પથ્થર સાથે અથડાવા જેવો અવાજ કરતું દરવાજામાં દાખલ થયું. એટલે નેખ્લ્યુડોફે એ જાડી ગરદનવાળી પીશીવાળી બાઇનાં દામ ચૂકવી દીધાં. પછી ઝડપભેર બહાર આવી એ ગાડામાં બેઠો, અને કેદીઓના કાફલાને પકડી પાડવા બને તેટલી ભારે ઝડપે ગાડું મારી મૂકવા એણે હાંકનારને હુકમ આપ્યો. બરાબર સાર્વજનિક ગૌચરના દરવાજા આગળ તેમણે કેદીઓના કોથળાથી અને માંદા કેદીઓથી ભરેલાં ગાડાં ઠરી ગએલા કાદવ પર ખખડાટ કરતાં જતાં હતાં તે પકડી પાડયાં. આ કાદવ ગાડાંનાં પૈડાં પસાર થવાથી હવે લીસો સપાટ થવા લાગ્યો હતો. ગાડાં તો તેમણે પકડી પાડયાં, પણ કાફલાનો ઉપરી અમલદાર આમાં નહોતો; તે તો મોખરે ગયો હતો. સૈનિકોએ દારૂ ઢીંચેલો એમ સ્પષ્ટ દેખાઇ આવતું હતું, એટલે લહેરથી વાતો કરતા કરતા તેઓ રસ્તાની બાજૂમાં ચાલ્યા જતા હતા. રસ્તા પર ગાડાં પુષ્કળ હતાં. શરૂઆતના એકે એક ગાડામાં ૭ ૭ દરદીઓ ખીચોખીચ ખડકાઇને બેઠાં હતાં. છેલ્લાં ત્રણ ગાડાંમાં દરેકમાં ત્રણ ત્રણ રાજકીય કેદી બેઠાં હતાં: એકમાં નોવોડ્વોરોફ, ગ્રાબેટ્સ, ને કોન્ડ્રાટયેફ બેઠાં હતાં અને બીજામાં રાન્ટ્ઝેવા, નાબાટોફ અને મેરી પાવલોવ્નાએ પોતાની જગા જેને આપી દીધેલી એ બાઈ, એમ ત્રણ જણ બેઠાં હતાં. ત્રીજા ગાડામાં ક્રિલ્ટ્ઝોફ ઘાસની પથારીમાં માથા નીચે ઓશીકું નાખીને સૂતો હતો, અને મેરી પાવલોવ્ના તેની પડખે ગાડાની કોર પર બેઠી હતી. એ ગાડા પાસે નેખ્લ્યુડોફે પોતાનું ગાડું ઊભું રખાવ્યું, પછી પોતે તેમાંથી નીચે ઊતર્યો અને ક્રિલ્ટ્ઝોફ પાસે ગયો. દારૂ ઢીંચીને છાકટા બનેલા સૈનિકોમાંથી એક જણે નેખ્લ્યુડોફ ભણી હાથ હલાવ્યો, પણ એણે તેના તરફ કંઈ લક્ષ આપ્યું નહિ, અને એ તો ચાલીને ક્રિલ્ટ્ઝોફના ગાડા

આગળ ગયો અને પોતાનો હાથ તેના ગાડા પર રાખી એ તેની પડખે પડખે ચાલવા લાગ્યો. ક્રિલ્ટ્ઝોફે અત્યારે ઘેટાના ચામડાનો ડગલો પહેર્યો હતો, રૂંવાટીની ટોપી માથે મૂકી હતી, અને મોઢું રૂમાલ વડે બાંધી દીધું હતું. આવી દશામાં તે રોજ કરતાં પણ ફીકો ને દૂબળો દેખાતો હતો. તેની સુંદર આંખો ખૂબ મોટી ને ચમકદાર લાગતી હતી. ગાડાના આંચકાથી તે ઘડીમાં આ બાજૂ તો ઘડીમાં તે બાજૂ એમ ઊછળતો હતો અને એ સ્થિતિમાં તે પોતાની આંખો નેખ્લ્યુડોફ પર ઠેરવીને પડ્યો હતો; પણ નેખ્લ્યુડોફે જ્યારે તેને તબિયતના ખબર પૂછ્યા ત્યારે તેણે આંખો મીંચી દીધી અને ગુસ્સાથી પોતાનું માથું ધુણાવ્યું. ગાડાના આ બધા આંચકા સહન કરવા તેને પોતાનું સમસ્ત બળ વાપરવું પડતું હોય એમ લાગતું હતું. મેરી પાવલોવ્ના ગાડાની બીજી બાજૂ હતી. તેણે નેખ્લ્યુડોફ સાથે અર્થસૂચક દૃષ્ટિવિનિમય કર્યો. તેની આ દૃષ્ટિમાં ક્રિલ્ટ્ઝોફની સ્થિતિ બાબત તેના દિલમાં જે ચિંતા હતી તે તેણે દર્શાવી અને પછી એની સાથે લહેરથી વાતો કરવા માંડી.

'અમલદારને તો હવે પોતાના કામથી શરમ આવી હોય એમ લાગે છે,' પૈડાંના ખખડાટમાં પોતાનું કહેવું સંભળાય એટલા માટે તેણે મોટે અવાજે કહ્યું, 'એટલે બુઝોવ્કિનની બેડીઓ કાઢી લીધી છે ને તેથી તેની છોકરીને હવે પાછો તે પોતે તેડીને ચાલે છે. કાટુશા ને સાઇમનસન તેની સાથે છે, અને વેરા પણ તેની સાથે છે. વેરાએ મારું સ્થાન લીધું છે.'

ક્રિલ્ટ્ઝોફ કંઈક બોલ્યો, પણ અવાજમાં કંઇ સંભળાયું નહિ, એટલે ઉધરસ આવતી હતી તે રોકવાનો યત્ન કરતાં તેણે ભવાં ચડાવ્યાં અને માથું હલાવ્યું. એટલે નેખ્લ્યુડોફ તેની વાત સાંભળવા તેના તરફ નીચો નમ્યો, ને ક્રિલ્ટ્ઝોફે બાંધેલા રૂમાલમાંથી મોઢું

કાઢી ધીરે સાદે કહ્યું: 'પહેલાં કરતાં ઘણું સારું. ફક્ત શરદી ન થઇ જાય તો સારું!' નેખ્લ્યુડોફે પણ સંમતિ સૂચવવા ડોકું હલાવ્યું, અને ફરી પાછો મેરી પાવલોવ્ના સાથે દૃષ્ટિવિનિમય કર્યો.

'પછી પેલા ત્રણ ગ્રહોના પ્રશ્નનું શું કર્યું?' ભારે યત્નપૂર્વક સ્મિત કરીને ક્રિલ્ટ્ઝોફે ધીમે અવાજે કહ્યું. 'તોડ કાઢવો મુશ્કેલ છે, ખરું ને?'

નેખ્લ્યુડોફ આમાં કંઇ સમજ્યો નહિ, પણ મેરી પાવલોવ્નાએ સમજ પાડી કે તે તો સૂર્ય, ચંદ્ર ને પૃથ્વી, એ ત્રણ ગ્રહોના સ્થાન બાબત ગણિતનો જે જાણીતો દાખલો છે તેની વાત કરે છે, અને આમ કરવાનું કારણ એ કે નેખ્લ્યુડોફ, કાટુશા, ને સાઇમનસન, એ ત્રણ વચ્ચેના સંબંધોને તે સૂર્ય, ચંદ્ર, ને પૃથ્વી સાથેના સંબંધ સાથે સરખાવે છે. મેરી પાવલોવ્ના આમ બોલી એટલે તેણે પોતાની મજાક બરાબર સમજાવી છે એમ બતાવવા ક્રિલ્ટ્ઝોફે પોતાનું માથું હલાવ્યું.

'એના તોડનો આધાર મારા પર નથી,' નેખ્લ્યુડોફે કહ્યું.

'મારી ચિઠ્ઠી મળી? કરશોને એમ?' મેરી પાવલોવ્નાએ પૂછ્યું.

'ચોક્કસ,' નેખ્લ્યુડોફે જવાબ આપ્યો; અને ક્રિલ્ટ્ઝોફના મુખ પર અણગમાનો ભાવ જોઇ એ પોતાના વાહન ભણી પાછો ફર્યો, તેમાં ચડી બેઠો, અને રોડાવાળા રસ્તાને લીધે ગાડું વારંવાર ઊછળતું હતું તેથી ગાડાની બન્ને બાજૂ હાથે પકડી રાખીને એ ભૂખરા ઝભ્ભા ને ચામડાના ડગલા પહેરી તથા પગની બેડીઓ ને હાથકડીઓ ખખડાવતા પોણા માઇલ પર પથરાઈ રહેલા આ કેદીઓના કાફલા આગળ થઇને પસાર થવા લાગ્યો. રસ્તાની સામેની બાજૂએ નેખ્લ્યુડોફે કાટુશાની ભૂરી શાલ, વેરા ડુખોવાનો

કાળો ડગલો, ને સાઇમનસનની ગૂંથેલી ટોપી ને અડધા ઊનનાં સફેદ મોજાં દેખ્યાં. આ મોજાંની આસપાસ તેણે ચાંખડીઓને હોય છે તેવા પટ્ટા વીંટાળી દીધા હતા. આવે વેશે સાઇમનસન એ સ્ત્રીઓની સાથે કોઈક વિષય પર ગરમાગરમ ચર્ચા ચલાવતો ચાલતો હતો.

એ સૌએ નેખ્લ્યુડોફને દેખ્યો એટલે તેમણે એને નમન કર્યું અને સાઇમનસને ગંભીર ભાવપૂર્વક પોતાની ટોપી ઊંચી કરી. નેખ્લ્યુડોફને કંઇ કહેવાનું હતું નહિ, એટલે એણે ગાડું થોભાવ્યું નહિ, ને તરત તેમની આગળ નીકળી ગયો. વળી પાછો સીધો સપાટ રસ્તો આવ્યો એટલે ગાડાવાળો પહેલાં કરતાં પણ વધુ ઝડપથી ગાડું ચલાવવા લાગ્યો; પણ રસ્તાની બન્ને બાજૂએ ગાડાંની હારની હાર ચાલી આવતી હતી, તેથી વચ્ચે વચ્ચે તેને ચાલુ ચીલો મૂકીને આડરસ્તે ચાલવું પડતું હતું.

એમને ચાલવાનું હતું તે આ રસ્તામાં ઊંડા રોદા હતા. વચ્ચે વચ્ચે બર્ચ ને લાર્ચ વૃક્ષોથી મિશ્રિત એવાં પાઇન વૃક્ષોના એક ઘાડા જંગલમાં થઇને આ રસ્તો જતો હતો. આ વૃક્ષો પરથી પીળાં પાન હજુ ખરી પડયાં નહોતાં તેથી તે એ પાંદડાંથી ચમકી રહ્યાં હતાં. નેખ્લ્યુડોફ લગભગ અડધો કાફલો વળોટાવી ગયો એટલામાં આ જંગલ પૂરું થયું. હવે પછીના ભાગમાં રસ્તાની બન્ને બાજૂએ ખેતરો વિસ્તરી રહ્યાં હતાં અને એક ખ્રિસ્તી મઠનો ક્રોસ ને ગુંબજ દૂરથી દેખાતા હતા. વાદળાં વીખરાઇ ગયાં હતાં; વાતાવરણ તદ્દન સ્વચ્છ બની ગયું હતું; અને જંગલની ઉપરના ભાગમાં ઊગેલા સૂર્યના પ્રકાશમાં પાંદડાં, થીજી ગએલાં ખાબોચિયાં, અને મઠના સોનેરી ક્રોસ ને ગુંબજો ચળકારા કરી રહ્યાં હતાં. જમણા હાથ પર થોડે છેટે, દૂરના ભૂખરા આસમાની

આકાશની ભોંયમાં સફેદ પર્વતો ચકચકી રહ્યા હતા. એવામાં નેખ્લ્યુડોફનું ગાડું એક મોટા ગામમાં પેઠું. ગામનું બજાર, અવનવી ટોપીઓ ને ઝભ્ભા પહેરેલા રશિયાઇ તેમ અન્ય પ્રજાના લોકોથી ભરચક હતું. શરાબથી પ્રમત્ત તેમ અમત્ત એવાં સ્ત્રીપુરુષો કામચલાઉ દુકાન તરીકે ઊભા કરેલા માંડવા, પીઠાં, ને ગાડાંની આસપાસ ટોળે મળીને ઊભાં હતાં તથા લવલવાટ કરીને તેમણે કકલાણ કરી મૂક્યું હતું. આ બધી વસ્તુઓ સૂચવતી હતી કે તેઓ કોઇ શહેરની નજીક આવી પહોંચ્યા છે.

જમણી બાજૂના ઘોડાને આંચકો મારી તથા ચાબુકનો સપાટો લગાવી, ગાડાવાળો પોતાની બેઠકના જમણી તરફના ભાગ પર બેઠો, એટલે લગામો એ બાજૂ લટકવા લાગી અને લોકોને જોઇને દેખાડો કરવાની સ્પષ્ટ ઇચ્છાથી તેણે પોતાનું ગાડું જોરથી નદી તરફ મારી મૂક્યું. નદી નાવડામાં ઓળંગવાની હતી. એક તરાપો તેમના તરફ આવી રહ્યો હતો અને નદીના મધ્યભાગ સુધી આવી પહોંચ્યો હતો. લગભગ વીસ ગાડાં નદી ઓળંગવા માટે તૈયાર થઇને ઊભાં હતાં. અહીં નેખ્લ્યુડોફને ઝાઝી વાર ખોટી થવું ન પડયું. તરાપાને છેક આગ્રેથી ખેંચી રાખ્યો હતો તે નદીના જોરદાર વહેણને લીધે એકદમ ઘાટ આગળ આવી પહોંચ્યો.

ઊંચા, અબોલ, પહોળી બાંધવાળા, સ્નાયુબદ્ધ શરીરવાળા ને ઘેટાંના ચામડાનાં કપડાં પહેરેલા ખારવાઓએ પોતાના મજબૂર કસાએલા હાથે દોરડાં નાખીને તરાપો કાંઠે આણી દીધો, તેની અંદરનાં ગાડાં કિનારા પર મૂકી દીધાં, અને સામે પાર જવાની રાહ જોતાં ઊભેલાં ગાડાં તરાપામાં લઇ લીધાં. આખો તરાપો ગાડાંથી તેમ પાણી જોઇને ફૂંવાંપૂંવાં થતા ને ધમપછાડા નાખતા ઘોડાઓથી ભરાઇ ગયો. ઉતાવળી ગતિએ વહેતી વિશાળ નદી

દોરડાં તંગ કરતી નાવડાંની બાજૂમાં પાણી ઉછાળવા લાગી. તરાપો ભરાઈ ગયો, અને ઘોડા છોડી નાખેલા નેખ્લ્યુડૉફના ગાડાની આસપાસ બીજાં ગાડાં વીંટળાઈ વળ્યાં, એટલે જેમને તરાપામાં જગા નહિ મળેલી તેઓ કકળાટ ને આજીજી કરતા હતા તે તરફ જરાએ લક્ષ ન આપતાં ખારવાઓએ ઝાંપો વાસી દીધો, દોરડાં છોડી દીધાં, અને તરાપો વહેતો મૂકી દીધો.

તરાપામાં સઘળું શાન્ત હતું: ખારવાઓનાં પગરખાંના ધબકારા તથા એક પછી એક પગ પછાડી રહેલા ઘોડાના અવાજ સિવાય બીજું કંઈ સંભળાતું નહોતું.

## પ્રકરણ એકવીસમું

**વિશાળ** નદીને જોતો નેખ્લ્યુડૉફ તરાપાની કોર પર ઊભો હતો. એના ચિત્તમાં બે ચિત્રો ખડાં થઈ રહ્યાં હતાં: એક ક્રિલ્ટ્ઝોફ માથું હલાવી રહ્યો હતો તેનું ચિત્ર હતું, ને બીજું સાઇમનસનની પડખે રસ્તા પર જોસબંધ ચાલી રહેલી કાટુશાનું હતું. પહેલા મૃત્યુને ભેટવાની તૈયારી વગર મરવા પડેલા ક્રિલ્ટ્ઝોફના ચિત્રે એના ચિત્ત પર ભારે ગમગીનીભરી છાપ પાડી. બીજા, શક્તિથી છલકાતી, સાઇમનસન જેવા પુરુષનો પ્રેમ મેળવી શકેલી અને સદાચાર તરફ સાચી સંગીન ગતિ પામેલી એવી કાટુશાના ચિત્રથી આનંદ થવો જોઇતો હતો, પણ તે ચિત્રે પણ નેખ્લ્યુડૉફના ચિત્તમાં પોતે કેમે કરીને ન જીતી શક્યો એવી ભારે ગમગીની-ભરી જ છાપ પાડી.

શહેરમાંથી આવતો મોટા પિત્તળના ઘંટનો રણકતો અવાજ તેમને કાને અથડાયો. આથી નેખ્લ્યુડોફનો ગાડાવાળો એની પડખે જ ઊભો હતો તેણે તથા તરાપાની અંદરના બીજા બધા માણસોએ પોતાની ટોપીઓ ઊંચી કરી. આમાં વીખરાએલા વાળવાળો એક ડોસો જ ન ભળ્યો. તે કઠેરા આગળ ઊભો હતો પણ નેખ્લ્યુડોફની નજર તેના તરફ અત્યાર સુધી ગઈ નહોતી. તેણે ક્રોસની નિશાની ન કરી, પણ પોતાનું માથું ઊંચું કરી નેખ્લ્યુડોફ સામે જોયું. આ ડોસાએ થીગડિયો ડગલો, સૂતરાઉ ચોરણો, ને થીગડિયા જોડા પહેર્યા હતા. તેણે પોતાની પીઠ પર એક નાનકડી થેલી રાખી હતી, અને બહુ વપરાએલા રૂંવાટાની ઊંચી ટોપી માથે મૂકી હતી.

'એલા બૂઢિયા, તું કેમ પ્રાર્થના કરતો નથી?' નેખ્લ્યુડોફના ગાડાવાળાએ પોતાની ટોપી માથે સરખી મૂકતાં મૂકતાં પૂછ્યું. 'તને દીક્ષા નથી મળી?'

'કોની પ્રાર્થના કરવી?' એ ખળભળી ગએલા ડોસાએ નિશ્ચયાત્મક વિરોધભર્યા અવાજે એકેએક અક્ષર ભારપૂર્વક ઉચ્ચારીને એકદમ પૂછ્યું.

'કોની? કેમ વળી, ભગવાનની,' ગાડાવાળાએ તિરસ્કારથી કહ્યું.

'પણ જરાક બતાવ તો ખરો મને એ ભગવાન ક્યાં છે તે.'

આ ડોસાના મુખભાવમાં કંઈક એવી ગંભીરતા ને દૃઢતા હતી કે ગાડાવાળાને લાગ્યું કે પોતાને કોઇ મક્કમ મતના માણસ સાથે કામ પડ્યું છે અને તેથી તે કંઇક ભોંઠો પડી ગયો; પણ પોતાની ભોંઠપ ખુલ્લી પડી ન જાય, અને પોતાને તાકીને જોઈ રહેલા ટોળા આગળ આણે પોતાનું મોં બંધ કરી દીધું અને પોતાની આબરૂ ગઇ એવું ન લાગે એટલા માટે તેણે તરત જવાબ આપ્યો:–

'ક્યાં? કેમ વળી, સ્વર્ગમાં.'

'તે તું ત્યાં ઊંચે જઈને જોઈ આવ્યો છે?'

'હું જોઈ આવ્યો હોઉં કે ન હોઉં, પણ સૌ જાણે છે કે માણસે ભગવાનની ભક્તિ કરવી જોઈએ.'

'કોઈએ ભગવાનને કોઈ દહાડો દીઠો નથી. ફક્ત પિતાના હૃદયમાં રહેલા એકના એક ઉત્પન્ન થએલા પુત્રે એ ભગવાનની વાત કરી છે,' એવી ને એવી ઉતાવળી ઢબે ને સખતાઈપૂર્વક ભવાં ચડાવીને ડોસાએ કહ્યું.

'ચોખ્ખું દેખાય છે કે તું ખ્રિસ્તી નથી; તું તો ફક્ત દર-પૂજક છે. દરની પ્રાર્થના કર, જા,' ચાબુકનો હાથો કમરપટામાં ઘાલીને અને ઘોડાનો સામાન સરખો કરીને ગાડાવાળાએ કહ્યું.

કોઈક ખડખડ હસ્યું.

'દાદા, તમે કયો ધરમ પાળો છો?' તરાપાની એ જ બાજૂએ પોતાના ગાડા પડખે ઊભેલા એક વચેટ ઉંમરના માણસે પૂછ્યું.

'મારે કોઈ ધર્મ જ નથી, કેમકે મને કોઈના પર આસ્થા નથી—એક મારી જાત સિવાય બીજા કોઈ પર આસ્થા જ નથી,' પહેલાંના જેટલી જ ઝડપથી ને નિશ્ચયાત્મક રીતે ડોસાએ કહ્યું.

'તમારી જાત પર આસ્થા કેવી રીતે રાખી શકો?' તેની સાથે વાત કરવા માંડી નેખ્લ્યુડોફે પૂછ્યું, 'તમે તો ક્યાંક ભૂલ કરી બેસો.'

'મારી આખી જિંદગીમાં એક ભૂલ નથી કરી કદી,' માથું ધુણાવીને ડોસાએ નિશ્ચયાત્મક રીતે કહ્યું.

'ત્યારે દુનિયામાં જુદા જુદા ધર્મો શું કામ છે?' નેખ્લ્યુડોફે પૂછ્યું.

'જુદા જુદા ધર્મ છે એનું એક જ કારણ છે કે માણસો પોતાની જાત પર આસ્થા ન રાખતાં બીજાં પર આસ્થા રાખે છે. હું પણ બીજાં પર આસ્થા રાખતો, એટલે જેમ કળણમાં ખૂંપી જવાય તેમ હું ખૂંપી ગએલો—એવો ખૂંપી ગએલો કે બહાર નીકળવાનો એક રસ્તો જડતો નહોતો. જૂના મતવાળા ને નવા મતવાળા, યહૂદીઓ ને હિસ્ટિ પોપોક્રસી અને બેઝૂપોપોક્રસી ને આબ્સ્ટ્રિયક ને મોલાકાન અને સ્કોપ્ત્સી–આ બધા ધર્મો માત્ર પોતાનાં વખાણ કરે છે અને તેથી એ બધાં આંધળાં કુરકુરિયાંની પેઠે અટવાયાં કરે છે. ધરમ તો ઘણા છે, પણ તત્ત્વ એક જ છે—મારામાં, તમારામાં અને તેનામાં તત્ત્વ એક જ છે, એટલે સૌ જો પોતાના આત્મા પર જ આસ્થા રાખે તો સૌનો મેળ મળી જાય; સૌએ જો આત્મરૂપ બને તો સૌ એકરૂપ બની જાય.'

ડોસો મોટે સાદે બોલતો હતો, અને પોતાની વાત બને તેટલા વિશેષ માણસો સાંભળે એવી સ્પષ્ટ ઇચ્છાથી બોલતાં બોલતાં વારંવાર આસપાસ જોતો જતો હતો.

'તે તમે આ મત લાંબા વખતથી ધરાવો છો?'

'હું? બહુ લાંબા વખતથી. એ લોકોએ મને રંજાડવા માંડ્યો એને આ પાંત્રીસમું વરસ ચાલે છે.'

'તમને રંજાડે છે કેવી રીતે?'

'લોકોએ ઇસુ ખ્રિસ્તને રંજાડેલો એમ મને રંજાડે છે. મને પકડીને અદાલતમાં, પાદરીઓ આગળ, ધર્મશાસ્ત્રીઓ આગળ ને ફારીસી આગળ લઇ જાય છે. એક વાર મને ગાંડાની ઇસ્પિતાલમાં લઈ ગએલાં; પણ મને એ લોકો કંઇ કરી શકે એમ નથી, કેમકે હું મુક્ત છું. જાણે હું મારું નામ આપીશ એમ ધારીને એ લોકો પૂછે છેઃ "તારું નામ શું?" પણ હું મારી જાતને નામ જ

આપતો નથી. મેં બધું તજી દીધું છે; મને નામ નથી, ઠામ નથી, દેશ નથી, તેમ બીજું કાંઈ નથી, હું કેવળ હું જ છું. "તારું નામ શું?" તો કહીએ, "મારું નામ માનવી." પૂછે છે, "કેટલાં વરસ થયાં તને?" એટલે હું કહું છું કે "હું મારાં વરસ ગણતો નથી, ને ગણી શકું એમ પણ નથી; કેમકે ભૂતકાળમાં સદાએ હતો ને ભવિષ્યમાં સદાએ હોવાનો." વળી પૂછે છે, "તારાં મા-બાપ કોણ?" તો કહું છું કે 'ભગવાન ને ધરતીમા સિવાય મારે કોઈ બીજાં માબાપ નથી. ભગવાન મારા બાપ." "ને ઝાર? ઝારને તો સ્વીકારે છે ને તું?" એમ એ લોકો મને પૂછે છે, તો હું કહું છું કે "હા, શું કામ ન સ્વીકારું? એ એની જાતનો ઝાર ને હું મારી જાતનો ઝાર." ત્યારે પછી એ લોકો બોલે છે કે "આવાની સાથે વાત કરવામાં શો સાર?" ત્યારે હું કહું છું કે "હું કંઈ મારી સાથે વાત કરવા તમને કહેવા નથી આવતો." એટલે પછી એ લોકો મને હેરાન કરવા માંડે છે.'

'ને હવે આમ ક્યાં જાઓ છો?' નેખ્લ્યુડોફે પૂછ્યું.

'ભગવાન મને લઈ જાય ત્યાં. કામ મળે ત્યારે હું કામ કરું છું, ને ન મળે ત્યારે માગી ખાઉં છું.'

ડોસાએ જોયું કે તરાપો સામે કાંઠે પહોંચવા આવ્યો છે, એટલે બાજૂમાં ઊભેલા ભણી વિજયદૃષ્ટિ ફેંકીને તે બોલતો બંધ પડ્યો.

નેખ્લ્યુડોફે પોતાની નાણાંકોથળી કાઢી અને એ ડોસાને થોડા પૈસા આપવા માંડ્યા, પણ તેણે એ લેવાની ના પાડી કહ્યું:

'હું એવું કંઇ લેતો નથી; રોટલા લઉં છું ખરો.'

'માફ કરજો ત્યારે.'

'માફ કરવા જેવું કંઈ છે જ નહિ. તમે કંઈ મને માઠું લગાડ્યું નથી, અને મને કોઇ માઠું લગાડી શકે એમ પણ નથી,' આમ કહી તે ડોસાએ પોતાની થેલી પીઠ પરથી લઈ લીધી હતી તે પાછી ત્યાં મૂકી.

દરમિયાન એ લોકોએ ગાડું કાંઠે મૂકી દીધું હતું અને તેને ઘોડા જોડી દીધા હતા.

'આપ એવા સાથે વાત કરવાની પરવા કરો છો એ જોઇ મને નવાઈ લાગે છે, સાહેબ,' લકુ ખારવાઓને બક્ષિસ આપીને નેખ્લ્યુડોફ ગાડામાં બેઠો એટલે ગાડાવાળાએ કહ્યું: 'એ તો છે કોઈક નમાલો ભામટો.'

## પ્રકરણ બાવીસમું

કાંઠાના છેક ઉપલા ભાગ પર પહોંચ્યા એટલે ગાડાવાળો નેખ્લ્યુડોફ ભણી વળ્યો.

'કઈ હોટેલમાં લઇ જાઉં આપને?'

'સારામાં સારી કઈ છે?'

'સાઇબીરિયન સારામાં સારી છે, પણ કુખોવનીએ સારી છે.'

'તને ઠીક પડે તે હોટેલે લઇ જા.'

ગાડાવાળો પાછો પડખેના ભાગમાં બેઠો, અને વધુ ઝડપથી ગાડું દોડાવવા લાગ્યો. શહેર, આવાં સઘળાં શહેર હોય છે એવું જ હતું. ઊંચી બારીઓ ને લીલાં છાપરાંવાળાં એ જ જાતનાં ઘર, એ જ જાતનાં દેવળો, અને પોલીસ પણ એ જ જાતના. પણ લગભગ બધાં મકાન લાકડાનાં હતાં, અને રસ્તા પથ્થર

જડેલા નહોતા. શહેરના એક મુખ્ય લત્તામાં આવીને ગાડાવાળાએ એક હોટેલના આંગણા આગળ ગાડું થોભાવ્યું, પણ ત્યાં બિલકુલ જગા મળે એમ નહોતી. એટલે તેણે બીજી હોટેલ તરફ ગાડું હંકાર્યું. અને આ હોટેલમાં નેખ્લ્યુડોફને પોતે સદાએ રહેવાને ટેવાએલો હતો એવાં સુખસગવડ બે મહીનાને અંતે પહેલી જ વાર પાછાં મળ્યાં. અહીં એને મળેલો ખંડ સાવ સાદો હતો, છતાં બે મહીના સુધી ગાડાં, ને ગામડાંની વીશી, ને પડાવસ્થાનોની રગડપટ્ટી ભોગવ્યા પછી એ ખંડમાં પણ એને ખૂબ નિરાંત મળી. અહીં આવીને પહેલું કામ તો એણે એ કર્યું કે કેદીઓનાં પડાવ-સ્થાનોમાંથી વળગેલી જૂઓ અત્યાર સુધી કેમે કરી એ કાઢી શક્યો નહોતો તે અહીં બરાબર નાહી ધોઇને એણે પૂરેપૂરી સાફ કરી નાખી. પોતાનો સરસામાન છોડીને પહેલાં એ રશિયાઇ સ્નાનગૃહમાં ગયો. અને પછી શહેરી પોશાક—ખેળવાળું ખમીસ, કંઇક કરચલી પડી ગએલું પાટલૂન, કોટ ને ઓવરકોટ એવો પોશાક—પહેરી આ પ્રાંતના સૂબાને મળવા નીકળ્યો. હોટેલમાલિકે એને માટે એક ગાડી મંગાવી આપી. આ કમાનદાર ગાડીને જોડેલા હૃષ્ટપુષ્ટ ઘોડાએ નેખ્લ્યુડોફને એક આલેશાન મકાનના દરવાજા આગળ પળવારમાં આણી મૂક્યો. આ દરવાજા આગળ સંત્રીઓ પહેરો ભરતા હતા, ને એક પોલીસ ત્યાં ઊભો હતો. આ મકાનના આગલા ને પાછલા ભાગમાં બગીચો હતો, તેમાં પોતાની પાંદડાં વિનાની ડાળીઓ વિસ્તારતા એસ્પન ને બર્ચ વૃક્ષોની વચ્ચે ઘેરા લીલા રંગનાં પાઇન ને ફરવૃક્ષો આવી રહ્યાં હતાં. સૂબાની તબિયત આજે ઠીક નહોતી, એટલે આજે કોઈને મળવા આવવા દેવાની પરવાનગી નહોતી, પણ છતાં પોતાનું કાર્ડ તેને પહોંચાડવાનું નેખ્લ્યુડોફે પટ્ટાવાળાને કહ્યું એટલે તે પટ્ટાવાળો અનુકૂળ ઉત્તર લઇને પાછો ફર્યો.

'અંદર પધારશો ?'

દીવાનખાનું, પટ્ટાવાળો, સિપાઈ, દાદર, ચકચકતી ફરસબંધી-વાળો નૃત્યખંડ—આ બધું પીટર્સબર્ગના જેવું જ હતું, પણ એ બધું ત્યાં કરતાં દેખાવમાં વધુ ભભકાદાર પણ બીજી રીતે વધુ ગંદું હતું.

નેખ્લ્યુડોફને પટ્ટાવાળો વ્યવસાયખંડમાં લઈ ગયો.

સૂબાને સ્થાને એક સરદાર હતો. તે આશાવાદી પ્રકૃતિનો. સૂણીને ભોલ બનેલા શરીરવાળો, ગોળ નાકવાળો, કપાળે ગાંઠોવાળો. ને માથે ટાલવાળો માણસ હતો. તાતારના રેશમનો ઝભ્ભો પહેરીને રૂપાની રકાબીમાં ચા પીતો તથા સિગારેટ ફૂંકતો તે બેઠો હતો.

'કાં, ખુશીમાં છો ને સાહેબ ? આ ઘરમાં પહેરવાનો ઝભ્ભો પહેરીને મળું છું એ ખાતે દરગુજર કરજો, હોં. પણ તમને મળ્યા વિના સાવ પાછા જ કાઢવા એ કરતાં આવા તો આવા વેશે પણ મળવું એ ઠીક એમ મને લાગ્યું.' પોતાનો ઝભ્ભો જાડી ગરદન પર ખેંચીને તેણે કહ્યું. 'આજે મારી તબિયત બરાબર નથી, એટલે બહાર નીકળતો નથી. અમારા આ દૂર દેશમાં શાથી નીકળી આવ્યા ?'

'કેદીઓના કાફલા સાથે આવું છું. એ કાફલામાં મારું એક અતલગનું માણસ છે,' નેખ્લ્યુડોફે કહ્યું 'ને કંઇક આ માણસને માટે તેમ કંઇક બીજી બાબત માટે આપ નામદારને મળવા હું આવ્યો છું.'

સરદારે ચાનો એક બીજો ઘૂંટડો ને સિગારેટની એક ફૂંક લીધી. પછી સિગારેટ તેણે અર્ધી પીધેલી સિગારેટ રાખવાના વાસણમાં મૂકી, અને પોતાની ઝીણી આંખો નેખ્લ્યુડોફ પર ઠેરવી રાખીને ગંભીરતા-

પૂર્વક એકાગ્રચિત્તે તેની વાત સાંભળતો બેઠો. આ એકાગ્રતામાં તેણે નેખ્લ્યુડોફને સિગારેટ આપતી વખતે ફક્ત એક જ વાર ભંગ કર્યો.

કેટલાક કેળવાએલા લશ્કરી માણસો એમ માને છે કે ઉદાર-દર્શી ને માનવતાભર્યા વિચારો ધરાવવા છતાં સાથે સાથે લશ્કરી નોકરી કરી શકાય છે. સરદાર આ જાતનો માણસ હતો. પણ સ્વભાવે માયાળુ ને ચતુર હોવાથી તે તરત જોઇ શક્યો કે પોતાના વિચારો અને પોતાના ધંધા વચ્ચે કોઈ પણ પ્રકારે મેળ બેસાડી શકાય એમ નથી. એટલે, પોતે જે આંતરવિરોધભરી દશામાં વસતો હતો તે ભૂલી જવા ખાતર, લશ્કરી માણસોમાં સામાન્ય એવી મદ્યપાનની આદતમાં વધુ ને વધુ મશગૂલ બનતો ગયો, તે એટલે સુધી કે પાંત્રીસ વરસની લશ્કરી નોકરીને અંતે તે દાક્તરો જેને 'આલ્કોહોલિક' કહે છે એવી સ્થિતિએ પહોંચી ગયો. આથી તેની રગે રગે આલ્કોહોલ વ્યાપી ગયો હતો એટલે એ કોઇ પણ જાતનું પીણું લે કે તરત તે છાકટો બની જતો. અને છતાં જલદ પીણાની તેને અનિવાર્ય અગત્ય રહેતી—એવા જલદ પીણા વિના તેને કોઇ રીતે ચાલતું નહિ—એટલે દરરોજ સાંજે તે પૂરેપૂરો છાકટો બની જતો. પણ આ સ્થિતિ તેને એટલી સહજ થઇ પડી હતી કે તેને ફેર ચડતા નહિ અથવા તે કદી યદ્વાતદ્વા બોલતો નહિ. અને કદાચ કંઇ આડું અવળું તે બોલતો તો તે જે ઊંચી મહત્ત્વની પાયરી ધરાવતો હતો તેને કારણે તે શાણપણરૂપે સ્વીકારી લેવામાં આવતું હતું. તેનું ચિત્ત ફક્ત સવારમાં જ, નેખ્લ્યુડોફ અત્યારે તેને મળવા આવ્યો હતો તે જ વખતે, બરાબર ઠેકાણે રહેતું અને એ વખતે જ તેને કરેલી વાત તે બરાબર સમજી શકતો અને આ વખતે તે પોતે વારંવાર હોંશે હોંશે એક કહેવત બોલતો કે 'એને દારૂની અસર થઇ છે છતાં હજુ એનું

ચિત્ત ઠેકાણે છે, એટલે એ બે રીતે પ્રિય થઇ પડે છે,' તેના દૃષ્ટાંતરૂપ થઇ પડતો. તે દારૂડિયો છે એની તેના ઉપરીવર્ગને ખબર હતી, પણ બીજા કરતાં તે વધુ કેળવાએલો હતો—જો કે મદ્યપાનની લતે તેના પર કાબૂ મેળવેલો ત્યાંથી તેની કેળવણીનો અંત આવેલો—નીડર, ચાલાક, ને દમામદાર દેખાવનો હતો, અને દારૂની અસર નીચે હોય ત્યારે પણ કુનેહપૂર્વક કામ કરી શકતો હતો, એટલે જ આવી સાર્વજનિક અગત્યની ને જોખમદારીભરી જગા પર તેને નીમ્યો હતો અને નીમ્યા પછી ચાલુ રહેવા દીધો હતો.

નેખ્લ્યુડોફે તેને જણાવ્યું કે પોતે જે વ્યક્તિમાં રસ લેતો હતો તે બાઈ હતી, તે બાઇને ખોટી રીતે સજા કરવામાં આવી હતી, અને તેથી તેના વતી એક અરજી શહેનશાહને કરવામાં આવી હતી.

'હં, પછી?' સરદારે કહ્યું.

'પીટર્સબર્ગમાં મને વચન આપવામાં આવેલું કે તેના ભાવી નિર્ણયના સમાચાર મોડામાં મોડા આ મહીને ને આ સ્થળે મને જણાવવામાં આવશે—'

સરદારે ટેબલ ભણી હાથ લંબાવી પોતાની ટૂંકી જાડી આંગળીઓ વડે ઘંટડી વગાડી અને વગાડતાં વગાડતાં પહેલાંની માફક સિગારેટની ઘૂંટ લેતો લેતો તથા બહુ મોટે અવાજે ઉધરસ ખાતો તે નેખ્લ્યુડોફને જોઇ રહ્યો.

'એટલે મારે આપને વિનંતિ કરવાની છે કે આ બાઇની અરજીનો જવાબ મળે ત્યાં સુધી તેને અહીં રહેવા દેવી.'

સરકારી પોશાકમાં સજ્જ થએલો એક પટ્ટાવાળો અંદર આવ્યો.

'જો જોઇએ, એના વાસિલ્યેવ્ના ઉપર છે કે નહિ,' સરદારે

પટ્ટાવાળાને કહ્યું. 'અને થોડી બીજી ચા લાવ.' પછી નેખ્લ્યુડોફ ભણી વળી બોલ્યો, 'હં, ને બીજું કાંઇ ?'

'મારી બીજી વિનંતિ આ કાફલામાં એક રાજકીય કેદી છે તેના સંબંધમાં છે.'

'એમ ?' સૂચક રીતે માથું ધુણાવી સરદારે કહ્યું.

'એ રાજકીય કેદી ભયંકર માંદગીમાં છે—મરવા જ પડ્યો છે—એટલે ઘણું કરીને તો એને અહીંની ઇસ્પિતાલમાં રાખવામાં આવશે. તેથી રાજકીય કેદીઓમાંથી એક બાઇ તેની સાથે અહીં પાછળ રહેવા માગે છે.'

'એ બાઈ એની કંઈ સગી છે ?'

'ના, પણ એની સાથે લગ્ન કરવાથી પોતે જો તેની ભેગી રહી શકે એમ હોય તો તે લગ્ન કરવા ખુશી છે.'

પોતાની સાથે વાતચાત કરી રહેલા આ પુરુષને પાછો પાડવાની સ્પષ્ટ ઇચ્છાથી સરદાર તેની સામે ચમકતી આંખે એકી-ટશે જોઇ રહ્યો હતો અને સાથે સાથે સિગારેટ ફૂંકતો તેની વાત સાંભળી રહ્યો હતો.

નેખ્લ્યુડોફે પોતાનું કથન પૂરું કર્યું એટલે સરદારે ટેબલ પરથી એક પુસ્તક લીધું ને પોતાની આંગળી ભીની કરી ઝપાટા-બંધ પાનાં ફેરવતાં ફેરવતાં લગ્નને લગતો કાયદો તેણે શોધી કાઢ્યો ને વાંચ્યો.

'એને શી સજા થઈ છે ?' પુસ્તકમાંથી ઊંચી નજર કરીને તેણે પૂછ્યું.

'એને ? સખ્ત મજૂરીની.'

'વારું ત્યારે, એ સજા પામેલી વ્યક્તિ લગ્ન કરે તોપણ તેની સ્થિતિમાં કંઈ ફેરફાર થઇ શકતો નથી.'

'હા, પણ—'

'એક વાર મારી વાત સાંભળી લ્યો. કોઇ મુક્ત પુરુષ તેને પરણે તોપણ તેને સજાની મુદ્દત પૂરી કરવી પડે. આવે પ્રસંગે જે પ્રશ્ન ઉપસ્થિત થાય છે તે એ છે કે આ બેમાં કોની સજા આકરી છે, સ્ત્રીની કે પુરુષની ?'

'એ બન્ને જણને સખત મજૂરીની સજા થઇ છે.'

'બહુ સારું, એટલે એ બન્ને જણ મુક્ત છે,' સરદારે હસીને કહ્યું. 'બાઈને થઇ છે એ જ સજા ભાઇને પણ થઇ છે, પણ ભાઇ માંદા છે એટલે એને અહીં રાખી શકાશે અને એનો દુઃખભાર હળવો કરવા બને તેટલા ઉપાય બેશક લેવામાં આવશે. પણ બાઇ તો, એને પરણે તોપણ, અહીં પાછળ રહી શકે નહિ—'

'બાઇસાહેબ કૉફી પીતાં બેઠાં છે,' પટ્ટાવાળાએ સમાચાર આપ્યા.

સરદારે માથું ધુણાવી આગળ બોલવાનું ચાલુ રાખ્યું:—

'છતાં, હું એ બાબત વિચાર કરી જોઈશ. એ બન્નેનાં નામ શું ? લખી આપો આના ઉપર.'

નેખ્લ્યુડોફે તેમનાં નામ લખી આપ્યાં.

નેખ્લ્યુડોફે એ મરવા પડેલા માણસને મળવાની પરવાનગી માગી તેના જવાબમાં સરદારે જણાવ્યું:—

'એ પણ મારાથી આપી શકાય એમ નથી. અલબત્ત, મને કંઇ તમારા પર કશો શક નથી; પણ તમે એ માણસમાં અને બીજા કેદીઓમાં રસ લઇ રહ્યા છો, અને તમારી પાસે પૈસા છે, ને અહીં અમારે ત્યાં તો પૈસા ચાહે સો કરી શકે. ઉપરી લોકો કહે છેઃ "રૂશ્વતખોરી દાબી દ્યો" પણ સૌ રૂશ્વત લેતું હોય ત્યાં હું શી રીતે રૂશ્વતખોરી દાબી દઇ શકું ? અને માણસ જેમ હલકી પાયરીનો તેમ ઝટ રૂશ્વત લેવા તૈયાર રહેવાનો. અહીં મારા તાબામાં

ત્રણ હજાર કરતાં વધુ માઈલની લંબાઈનો મુલક છે, તેમાં મારે રૂશ્વતખોરી પકડવા ક્યાં જવું? અહીંથી દૂરના કોઈ ભાગમાં નાનામાં નાનો અમલદાર પણ નાનકડા ઝાર જેવો હોય છે—જેમ અહીં હું છું તેમ જ નાનકડો ઝાર હોય છે.' આમ બોલીને તે હસ્યો. 'તમે રાજકીય કેદીને મળવા તો ગયા જ હશો. ત્યાં તમે પૈસા આપેલા એટલે તમને મળવાની પરવાનગી મળેલી, ખરું કે નહિ?' સ્મિત કરીને તેણે કહ્યું. 'કેમ, એમ જ ને?'

'હા, એમ જ.'

'તમારે એમ કરવું જ પડેલું, એ હું બરાબર સમજું છું. તમને કોઈ રાજકીય કેદીની દયા આવતી હોય એટલે તેને મળવાની તમને ઈચ્છા થાય. અને ઇન્સ્પેક્ટર કે રક્ષક સૈનિક તમે આપેલા પૈસા લે છે કેમકે એને રોજના બાર આના માંડ મળતા હોય તેમાં આખા કુટુંબનો નિભાવ કરવાનો હોય છે, એટલે એ લાંચ લીધા વિના તેને છૂટકો જ નથી હોતો. એની કે તમારી જગાએ હું હોઉં તો હું પણ એની કે તમારી જેમ જ કરું. પણ અત્યારે હું જે જગાએ છું તે જગાએ રહીને તો હું પણ માનવી છું ને મારું દિલ પણ દયાથી પીગળે છે એટલા ખાતર, કાયદાના અક્ષરથી એક તસુ જેટલો પણ ચસવા માગતો નથી. હું સરકારી કારોબારી મંડળનો સભ્ય છું, અને આવી જોખમભરી જગા પર મને અમુક શરતોએ મૂકવામાં આવ્યો છે, એટલે એ શરતો મારે પાળવી જ જોઈએ......વારું ત્યારે, એ વાત હવે પતી ગઈ. હવે પાટનગરમાં શું ચાલી રહ્યું છે તેના સમાચાર અમને આપો.' આમ બોલી સરદારે પ્રશ્નો પૂછવા માંડ્યા તથા વાતો કહેવા માંડી. આ બધી પ્રવૃત્તિમાં નવા સમાચાર જાણવાની તેમ પોતાના જ્ઞાનનો તથા પોતાની માનવતાનો દેખાડો કરવાની તેની ઇચ્છા સ્પષ્ટ દેખાઈ આવતી હતી.

# પ્રકરણ તેવીસમું

'**એક** વાત પૂછી લઉં: તમે ક્યાં ઊતર્યા છો?' નેખ્લ્યુડોફને વદાય કરતી વખતે સરદારે પૂછયું. 'દુખોવની હોટેલમાં? એ હોટેલ તો તોબા છે. પાંચ વાગ્યે અમારે ત્યાં જમવાનું રાખજો. અંગ્રેજી બોલતાં આવડે છે ને?'

'હા, આવડે છે.'

'તો સારું. જુઓને વાત એમ છે કે હમણાં જ એક અંગ્રેજ પ્રવાસી આવ્યો છે. કેદીઓને એક મુલકમાંથી બીજા મુલકમાં કેવી રીતે મોકલવામાં આવે છે એ પ્રશ્નનો તે અભ્યાસ કરી રહ્યો છે અને સાઇબીરિયાની જેલો તપાસી રહ્યો છે. આજે રાતે અમારે ત્યાં જમવા આવવાનો છે, એટલે તમારે પણ આવીને તેનો પરિચય કરવો. અમારો જમવાનો વખત પાંચ વાગ્યાનો છે, અને મારી પત્નીનો એવો નિયમ છે કે સૌએ વખતસર આવી જવું. પેલી બાઇ અને પેલા માંદા આદમીની વાતનો પણ હું તે વખતે જવાબ આપીશ. કદાચ કોઇકને પાછળ રાખતાં જવાની ગોઠવણ કરી શકાશે.'

સરદાર પાસેથી રજા લઇ નેખ્લ્યુડોફ પોતાનું વાહન પોસ્ટ ઑફિસે હંકારાવી ગયો. આ વખતે એ ખૂબ ઉત્સાહ ને આનંદમાં હતો.

પોસ્ટ ઑફિસ એક નીચી કમાનવાળા ખંડમાં હતી. કેટલાક કારકુન એક ગલ્લાની પાછળ બેઠા હતા અને લોકોનું મોટું ટોળું ત્યાં એકઠું થયું હતું તેમનાં જાત જાતનાં કામ કરી આપતા હતા. એક માણસ એક પછી એક કાગળો છાપ નીચે ઝડપ ને ચતુરાઈથી સરકાવતો છાપી રહ્યો હતો. નેખ્લ્યુડૉફને અહીં ઝાઝી વાર ખોટી થવું ન પડ્યું. એણે પોતાનું નામ આપ્યું કે તરત ટપાલરસ્તે એને નામે જે કંઈ આવ્યું હતું તે સઘળું એને સોંપી દેવામાં આવ્યું. અને ટપાલમાં ઘણી સામગ્રી આવી હતીઃ કેટલાક પત્રો હતા, પૈસા હતા, પુસ્તકો હતાં અને 'યૂરોપીય સંદેશ'નો છેલ્લો અંક હતો. પાસે એક લાકડાના બાંક પર હાથમાં ચોપડી લઇને વાટ જોતા બેઠેલા એક સિપાઈની પડખે આ બધું લઇને નેખ્લ્યુડૉફ બેઠો અને પોતાના પત્રો છૂટા પાડવા લાગ્યો. તેમાં એક ભારે સુંદર પરબીડિયામાં રજિસ્ટર કરેલો અને ચોખ્ખી ઊપસી આવેલી છાપવાળી લાલ ચમકતી લાખથી સીલ કરેલો પત્ર હતો. એણે સીલ તોડ્યું એટલે તેમાં સાથે કોઇક સરકારી કાગળ બીડેલો. એવો સેલેનિનનો પત્ર દેખી એનું મોઢું લાલચોળ બની ગયું અને હૃદય જાણે સ્તબ્ધ થઇ જતું લાગ્યું. કાટુશાની અરજીનો આ જવાબ હતો એ જોઈને એને થયું, શો જવાબ હશે? અરજી રદ ગણીને કાઢી તો નહિ નાખી હોય ને? ગરબડિયા, નાના, સાંકડા, ભાર દઈને લખેલા અક્ષરવાળો એ કાગળ નેખ્લ્યુડૉફ એકદમ ઉતાવળે ઉતાવળે જોઈ ગયો અને એણે છૂટકારાનો એક દમ ખેંચ્યો. જવાબ જોઇતો હતો તેવો જ મળ્યો હતો.

'પ્રિય મિત્ર!' સેલેનિને લખેલું 'આપણી વચ્ચે થએલી છેલ્લી વાતચીતે મારા પર ઊંડી અસર કરેલી. માસ્લોવા બાબતમાં તારી વાત સાચી હતી. આખો મુકદ્દમો હું ધ્યાનપૂર્વક જોઈ

ગયો અને મને માલૂમ પડયું કે એ બાઈને હડહડતો અન્યાય થયો છે. એનો ઇલાજ કેવળ અરજસમિતિના જ હાથમાં હતો, એટલે એની સમક્ષ જ તેં એ રજૂ કરેલો. એ મુકદ્દમાની તપાસ દરમિયાન તજવીજ કરીને મેં મદદ કરેલી. પરિણામે જે સજા હળવી થઇ છે તેના ઠરાવની આ નકલ સાથે બીડું છું. તારી માશી કાઉન્ટેસ કૅથેરાઇન ઇવાનોવાએ તારું આ સરનામું જણાવેલું. અસલ ઠરાવ તો કામ ચાલ્યું તે પહેલાં એ બાઇને કેદ કરેલી તે સ્થળે મોકલેલ છે, અને ત્યાંથી ઘણું કરીને તો તરત જ સાઇબીરિયાની મુખ્ય સરકારી ઑફિસે તે રવાના કરવામાં આવશે. એટલે આ આનંદજનક સમાચાર હું તને ઝટઝટ જણાવું છું અને આટલે દૂરથી તારો હાથ ભાવોષ્માપૂર્વક દબાવું છું.

લિ. સ્નેહાધીન

**સેલેનિન**

ઠરાવ નીચે મુજબ હતો: 'નામદાર શહેનશાહને નામે કરાએલી અરજીઓનો નિર્ણય કરનારી શાહી કચેરી, (પછી તારીખ લખી હતી તથા સરકારી શિરસ્તા મુજબની બીજી થોડી વાતો હતી.) નામદાર શહેનશાહને નામે કરાએલી અરજીઓનો નિર્ણય કરનારી શાહી કચેરીના ઉપરી સાહેબની આજ્ઞાનુસાર ઊભડ બાઇ કાટેરિના માસ્લોવાને આથી જણાવવામાં આવે છે કે તેણે ભારે વફાદારી ને નમ્રતાપૂર્વક કરેલી અરજના સંબંધમાં તેની વિનંતિ પર નિગ્રા કરીને નામદાર શહેનશાહ એવું ફરમાવવાની કૃપા કરે છે કે તેની સખત મજૂરીની સજા હળવી કરીને સાઇબીરિયાના પાસેના ભાગમાં દેશનિકાલની સજા તેને કરવી.'

આ આનંદના ને મહત્ત્વના સમાચાર હતા. કાટુશાને માટે તેમ પોતાને માટે નેખ્લ્યુડોફ જે ભારેમાં ભારે આશા રાખી શકે

તે આશા સફળ થઈ હતી. ખરી વાત કે કાટુશાના આ નવા સંજોગો વળી નવી ગૂંચવણો સાથે લેતા આવતા હતા. તે ગુનેગાર કેદીની દશામાં હતી ત્યાં સુધી તો તેની સાથેનું લગ્ન એ કેવળ કાલ્પનિક લગ્ન જ રહે એવું હતું, અને પોતે તેનો દુઃખભાર ઓછો કરવાને શક્તિમાન થાય એ સિવાય બીજો એનો કશો અર્થ નહોતો. પણ હવે એમને સાથે રહેતાં અટકાવે એવું કંઈએ નહોતું, અને નેખ્લ્યુડોફ એ સંજોગોને માટે તૈયાર નહોતો. ને વળી, સાઇમનસન સાથેના તેના સંબંધનું શું કરવું? ગઈ કાલે તેણે ઉચ્ચારેલા વેણનો શો અર્થ હતો? અને સાઈમનસન સાથે તેનાં લગ્ન કરવા પોતે જો સંમતિ આપે તો તે ઇષ્ટ ગણાય કે અનિષ્ટ? આ બધા પ્રશ્નોનો તોડ એ લાવી શક્યો નહિ, એટલે એ વિશે વિચાર કરવાનું એણે છોડી દીધું. 'આગળ ઉપર એ બધી વાત આપોઆપ સ્પષ્ટ થશે,' એમ એને મનમાં થયું: 'હમણાં મારે એ વાતનો વિચાર જ ન કરવો, પણ આ વધામણીના સમાચાર મારે બને તેટલા વહેલા તેને પહોંચાડવા અને તેને છૂટી કરવી.' એણે ધાર્યું કે સરકારી હુકમની પોતાને મળેલી નકલ તેને છોડાવવાને બસ થશે, એટલે ગાડીવાળાને એણે પોતાને જેલમાં લઈ જવા કહ્યું.

સૂબા પાસેથી તો જોકે જેલની મુલાકાતનો એને કશો હુકમ મળ્યો નહોતો, છતાં અનુભવથી એ જાણતો હતો કે ઉપરના અધિકારી ન આપે એવી વસ્તુ તેમના હાથ નીચેનાં માણસો પાસેથી સહેલાઇથી મેળવી શકાય છે, એટલે તજવીજ કરીને જેલમાં દાખલ થઇ આ વધામણીના સમાચાર કાટુશાને આપવા, બને તો તેને છોડાવી મૂકવી, અને ભેગાભેગું ક્રિલ્ટ્ઝોફની તબિયતના ખબર પૂછી સરદારે તેમના સંબંધમાં કહેલી વાત તેને તથા મેરી પાવલોવ્નાને કહેવા એણે ધાર્યું.

જેલનો ઇન્સ્પેક્ટર ઊંચો દમામદાર દેખાવનો માણસ હતો. તેણે મૂછો રાખી હતી અને તેનાં થોભિયાં તેના મોઢાના ખૂણા સુધી વળેલાં હતાં. નેખ્લ્યુડોફ તેને મળ્યો ત્યારે તેણે ખૂબ કડકાઇ દેખાડી ને એને સાફ સંભળાવી દીધું કે પોતાના ઉપરીના ખાસ હુકમ વગર કોઇ બહારના માણસને પોતે કેદીઓની મુલાકાત લેવાની પરવાનગી આપી શકે નહિ. આથી નેખ્લ્યુડોફે કહ્યું કે એવી રીતે કેદીઓની મુલાકાત લેવાની પરવાનગી પોતાને પાટનગરમાં પણ મળેલી. તેના જવાબમાં ઇન્સ્પેક્ટર બોલ્યો કેઃ—

'તે હશે, પણ હું એવી પરવાનગી નથી આપતો,' અને જે ઢબે તેણે આ જવાબ આપ્યો તે જાણે કે સૂચવતી હતી કે 'તમે શહેરીજનો અમને આંજી દેવા, ચકિત કરવા કે ગૂંચવવા માગતા હશો, પણ અમે અહીં પૂર્વ સાઇબીરિયામાં પણ કાયદો શું તે જાણીએ છીએ અને તમને પણ કાયદો શું તેનો ખ્યાલ આપી શકીએ એમ છીએ.'

અને શહેનશાહની પોતાની કચેરીમાંથી રવાના કરવામાં આવેલા ઠરાવની જે નકલ એને મળી હતી, તેની પણ જેલના ઇન્સ્પેક્ટર પર કશી અસર થઈ નહિ. તેણે તો કશી લાંબી લપ-છપ વગર તરત એને કહી દીધું કે જેલની દીવાલની અંદર એને કોઈ પેસવા દેવાનું નથી. અને નેખ્લ્યુડોફે જે ભોળે ભાવે એમ માની લીધેલું કે પોતાને મળેલી નકલને આધારે માસ્લોવાને છોડી મૂકશે તે જાણીને તેણે કેવળ તિરસ્કારપૂર્વક હાસ્ય જ કર્યું અને કહ્યું કે કોઇને પણ છોડી મૂકતાં પહેલાં તો તેના પોતાના ઉપરીના સીધા હુકમની જરૂર પડશે. તેણે સ્વીકાર્યું તે ફક્ત એટલું જ, કે સજા હળવી કરવાનો હુકમ આવી ગયો છે એ ખબર પોતે માસ્લોવાને પહોંચાડશે અને પોતાના ઉપરી તરફથી તેને છોડી મૂકવાનો હુકમ

મળશે તે પછી એક પણ કલાક પોતે તેને રોકશે નહિ. ફિલ્ટ્રોફ વિશે પણ તેણે કશા સમાચાર આપ્યા નહિ અને કહ્યું કે એ નામનો કોઇ કેદી જેલમાં છે કે કેમ, એ વિશે પણ પોતે તેને કંઇ બાતમી આપી શકે નહિ. આ રીતે લગભગ કોઇ કામ પાર પાડ્યા વિના નેખ્લ્યુડોફ આવ્યો હતો એવો જ ગાડીમાં બેસીને પોતાની હોટલે પાછો ગયો.

ઇન્સ્પેકટરની આટલી બધી સખતાઈનું મુખ્ય કારણ એ હતુ કે મૂળ જેટલાં માણસોને માટે યોજાએલ તેથી બેવડી સંખ્યામાં કેદીઓ જેલમાં ભરાએલા તેથી ટાઈફોડનો ચેપી રોગ ફાટી નીકળ્યો હતો. નેખ્લ્યુડોફના ગાડીવાળાએ કહ્યું કે 'જેલમાં રોજ પાર વિનાનાં માણસો મરે છે. કોઇ ચેપી રોગચાળો ફાટી નીકળ્યો છે. તેથી રોજનાં વીસ વીસ જણને દફનાવવાં પડે છે.'

## પ્રકરણ ચોવીસમું

**જેલમાં** કંઈ સફળતા ન મળી છતાં નેખ્લ્યુડોફ હજુ એવી ને એવી જોમ ને ઉત્સાહભરી મનોદશામાં સૂબાની કચેરીમાં માસ્લોવા બાબતનો અસલ ઠરાવ આવી ગયો છે કે કેમ તેની તપાસ કરવા ગયો. પણ ઠરાવ નહોતો આવ્યો, એટલે નેખ્લ્યુડોફ હોટલે પાછો ગયો અને વગર વિલંબે તે સંબંધી સેલેનિન અને પેલા એડવોકેટ પર એણે પત્ર લખ્યા. પત્ર પૂરા કરીને એણે પોતાની ઘડિયાળમાં જોયું તો સરદારને ત્યાં ભોજનને માટે જવાનો સમય થઇ ગયો લાગ્યો.

સજા હળવી થયાના સમાચાર માસ્લોવા કેવા ભાવથી સ્વીકારશે, એ વિશે નેખ્લ્યુડોફને સરદારને ત્યાં જતાં જતાં રસ્તામાં

ફરી કૌતુક થયું. માસ્લોવાને હવે ક્યાં રહેવાનું ઠરશે? પોતે તેની સાથે કેવી રીતે રહી શકશે? સાઇમનસનનું શું? માસ્લોવા સાથે તેનો સંબંધ કેવી જાતનો રહેશે? આ વખતે માસ્લોવાની મનોદશામાં જે પરિવર્તન થયું હતું તે એને યાદ આવ્યું, અને તે ઉપરથી એના ગત જીવનનું સ્મરણ થયું.

'અત્યારે તો મારે એ ભૂલી જવું,' એના મનમાં વિચાર આવ્યો, અને ફરી વળી એણે તેનો ખ્યાલ પોતાના ચિત્તમાંથી ઝપાટાબંધ કાઢી નાખ્યો. 'વખત આવ્યે જોઈ લઈશું,' એ સ્વગત બોલ્યો અને સરદારને પોતે શું કહેવું તેનો વિચાર કરવા લાગ્યો.

આટલા લાંબા વખતથી નેખ્લ્યુડોફને મોજશોખ તો શું પણ સામાન્ય સુખસગવડથી પણ વંચિત રહેવું પડ્યું હતું. તેમાં સરદારને ત્યાંનું આ ભોજન ધનિક લોકો તેમ મોટા અમલદારોમાં સાધારણ રીતે હોય છે તેવું, તેમ પોતે માણવાને ટેવાએલો તેવું વિલાસવૈભવથી ભરપૂર હતું, એટલે નેખ્લ્યુડોફને આ ભોજનમાં ઘણે દિવસે ભારે મજા પડી. ગૃહિણી પીટર્સબર્ગની મોટા ઘરની બાનૂ હતી, જૂના સંપ્રદાયની હતી, અને અગાઉ પહેલા નિકોલસના દરબારમાં તે શહેનશાહબાનૂની સહચરી હતી. તે ફ્રેંચ ભાષા સર્વથા સાહજિક રીતે બોલતી હતી, પણ રશિયન ભાષા અત્યંત કૃત્રિમ રીતે બોલતી હતી. તે શરીર ટટ્ટાર રાખતી, અને હાથ હલાવતી વખતે પોતાની કોણીઓને કમ્મરની બરાબર પાસે રાખતી. પોતાના પતિની તે સ્વસ્થ રીતે ને કંઇક વિષાદપૂર્વક શુશ્રૂષા કરતી અને સંભાળ રાખતી, ને પોતાના મહેમાનો પ્રત્યે તે ખૂબ માયાભાવ દાખવતી, જો કે આ મહેમાનો પ્રત્યેના વર્તનમાં તે તે વ્યક્તિના માનમરતબા પ્રમાણે થોડો ઘણો ફરક અવશ્ય પડતો.

નેખ્લ્યુડોફ તો જાણે એમના પોતાના જ વર્ગનો પુરુષ હોય એવા ભાવથી તેણે એનો સત્કાર કર્યો; અને તેની સૂક્ષ્મ–અકળ કહી શકાય એટલી બધી સૂક્ષ્મ–દક્ષતાભરી શ્લાઘાએ એને એક વાર વળી પાછું પોતાના સદ્‌ગુણોનું ભાન કરાવી એના ચિત્તમાં એક પ્રકારની સંતોષવૃત્તિ પ્રકટાવી. જેને પરિણામે એ અહીં સાઇબીરિયા આવેલો એ કંઈક વિચિત્રતાવાળું છતાં પ્રમાણિક પગલું જે એણે ભરેલું તે જાણે પોતે બરાબર સમજી ગઇ હોય, અને તેથી પોતે જાણે એને અસાધારણ પુરુષ ગણતી હોય એવી છાપ તેણે એના ચિત્ત પર પાડી. તેની આવી સંસ્કારી શ્લાઘાએ તથા સરદારના ઘરની સુઘડ લલિત વિલાસસામગ્રીએ નેખ્લ્યુડોફના ચિત્ત પર એવી અસર કરી કે અહીંના સૌંદર્યભર્યા વાતાવરણ, ભાતભાતનાં ભોજનો, ને પોતાના જ વર્ગનાં માણસો સાથેના સહવાસ આગળ તે કેવળ લટ્ટુ બની ગયું, એટલે છેલ્લા મહીનાઓ દરમિયાન એ જે સંજોગોમાંથી પસાર થયો હતો તે તો કોઇ સ્વપ્નું હોય અને તેમાંથી અત્યારે પોતે જાગ્રત અવસ્થામાં આવ્યો હોય એવું એને લાગ્યું.

કુટુંબનાં માણસો–સરદારની પુત્રી, તેનો પતિ, ને સરદારના અંગરક્ષક એટલાં જણ–ઉપરાંત એક અંગ્રેજ, સોનાની ખાણોની વાતમાં રસ લેતો એક વેપારી, અને સાઇબીરિયાના કોઇ દૂરના શહેરનો સૂબો એટલા માણસો ભોજનમાં સાથે હતાં. આ સઘળાં માણસો નેખ્લ્યુડોફને મજાનાં લાગ્યાં.

અંગ્રેજ હતો તે શરીરે તંદુરસ્ત હતો. તેની ચામડી ગુલાબી હતી. તે ફ્રેંચ ભાષા બહુ ખરાબ બોલતો હતો, પણ પોતાની માતૃભાષા પર તેનો ભારે સરસ કાબૂ હતો અને વક્તાના જેવી છટાથી અસરકારક રીતે તે અંગ્રેજી બોલતો હતો. તેણે ઘણા

દેશો જોયા હતા ને તેમાં અમેરિકા, હિંદ, જાપાન અને સાઈબીરિયા વિશે તેની પાસે જે વાતો હતી તે અતિ રસિક હતી.

સોનાની ખાણોમાં રસ લેતો પેલો જુવાન વેપારી ખેડૂતને ઘેર જન્મ્યો હતો. તેણે લંડનમાં તૈયાર કરાવેલો સાયંપોશાક ધારણ કર્યો હતો, તેના ખમીસમાં હીરાનાં બટન હતાં, તેને ત્યાં એક સરસ ગ્રંથસંગ્રહ હતો, પરોપકારનાં કામોમાં તે પુષ્કળ પૈસા આપતો હતો, અને તે સુધરેલા યૂરોપીય વિચારો ધરાવતો હતો. નેખ્લ્યુડોફને તે ખેડૂતજાતિની તંદુરસ્તી ને તાજગીભરી ભૂમિમાં રોપેલા સુંદર યૂરોપીય સંસ્કારતરુના અવનવા ને ઉત્તમ દૃષ્ટાંત જેવો લાગ્યો અને તેથી એને તેની વાતમાં ખૂબ રસ પડયો.

સાઇબીરિયાના દૂરના શહેરનો સૂબો એ તો નેખ્લ્યુડોફ પીટર્સબર્ગમાં હતો ત્યારે જેના વિશે ઘણી ઘણી ચકચારભરી વાતો ચાલતી હતી તે સરકારી ખાતાનો માજી અધ્યક્ષ હતો. તે શરીરે હૃષ્ટપુષ્ટ હતો, તેના વાળ ઝીણા ને વાંકડિયા હતા, આંખો આછી આસમાની રંગની હતી, હાથ ગૌર હતા, આંગળીએ વીંટીઓ પહેરી હતી, ને એના મુખ પર મધુર સ્મિત રમતું હતું, અને તેના શરીરનો નીચલો ભાગ ભારે લઠ્ઠ હતો. સરદાર આ સૂબા તરફ માનભરી નજરે જોતો હતો તેનું કારણ એ હતું, કે ચોતરફ એકેએક જણ લાંચરૂશ્વતમાં મશગૂલ હતા તેમાં આ એક જ અધિકારી અલિપ્ત રહ્યો હતો. અને સરદારની પત્ની તેના તરફ માનભરી નજરે જોતી હતી તેનું કારણ એ હતું, કે તે પોતે સંગીતની ભારે શોખીન અને ઉસ્તાદ પિયાનો વગાડી જાણનાર હતી અને આ માણસ પણ સરસ સંગીતશાસ્ત્રી હતો ને દ્વંદ્વગીત વખતે તેની સાથે બેસી તે ગાયનવાદન કરતો હતો. નેખ્લ્યુડોફ અત્યારે એવી પ્રસન્ન મનોદશામાં હતો કે તેના દોષોની વાતથી એ વાકેફ હતો, છતાં આ માણસ પણ એને અળખામણો ન લાગ્યો.

આસમાની દાઢીવાળો પેલો ચમકતો જોમદાર અંગરક્ષક નેખ્લ્યુડૉફની સતત સરભરા કરી રહ્યો હતો એટલે તે પણ તેની ખુશનુમા પ્રકૃતિને લીધે એને ગમી ગયો. પણ આ સૌથી પણ વધારે તો નેખ્લ્યુડૉફને સરદારની પુત્રી અને તેનો પતિ એ બન્ને જણનું સુંદર જુવાન જોડું ગમી ગયું. સરદારની પુત્રી, દેખાવે સાદી ને સ્વભાવે ભોળી હતી. તે પોતાનાં પ્રથમ બે સંતાનોમાં સર્વથા લીન બની ગઈ હતી. પોતાનાં માતાપિતાની મરજી વિરુદ્ધ તેણે આ પુરુષ સાથે પ્રેમ આદર્યો હતો અને તેમની સાથે જબરું જુદ્ધ કર્યા પછી જ તે આ પુરુષને પરણી શકી હતી. તે નમ્ર ને બુદ્ધિશાળી જુવાન હતો, મોસ્કો વિદ્યાપીઠમાં તેણે સબહુમાન પદવી પ્રાપ્ત કરી હતી, તે ઉદારમતવાદી વિચારો ધરાવતો હતો, અને સરકારી નોકરીમાં હતો. અત્યારે તે આંકડા—અને તેમાં યે તે અસલી જાતિઓના માણસોના આંકડા—ભેગા કરવાના કામમાં પડ્યો હતો. આ અસલ વતનીઓના જીવનનો તે અભ્યાસ કરી રહ્યો હતો, તેમના પ્રત્યે તે પ્રેમભાવ રાખતો હતો, અને તેમને મરણના મુખમાંથી બચાવવાને મહેનત કરી રહ્યો હતો.

આ સઘળાં માણસો નેખ્લ્યુડૉફ પ્રત્યે કેવળ આદર ને માયાભાવથી જોઇ રહ્યાં, એટલું જ નહિ પણ એના જેવા રસપ્રદ પુરુષની નવી પિછાન થવાથી ખરેખર આનંદ પામ્યાં. સરદાર પોતાનો સરકારી પોશાક ને સફેદ કોટ ધારણ કરીને ભોજન માટે આવ્યો. નેખ્લ્યુડૉફને તેણે મિત્રના જેવો આવકાર આપ્યો, અને મહેમાનોને મુખ્ય ટેબલની બાજૂના એક ટેબલ પાસે લઇ જઈ રુચિ પ્રદીપ્ત કરવા માટે વોડકાનો એક જામ તથા બીજું કંઈક પહેલાં લેવાનું તેમને કહ્યું. સવારમાં પોતાની પાસેથી છૂટા પડ્યા પછી નેખ્લ્યુડૉફ શી પ્રવૃત્તિમાં પડેલો એ વિશે સરદારે એને પૂછ્યું એટલે નેખ્લ્યુડૉફે ઉત્તર આપ્યો કે પોતે પોસ્ટ ઑફિસે ગએલો અને

પોતે વાત કરેલી તે બાઈની સજા હળવી થયાના સમાચાર પોતાને મળેલા ને આટલું જણાવી ફરી વળી તેણે જેલમાં મુલાકાત માટેની પરવાનગી આપવા માગણી કરી.

ભોજનસમયે પણ સરકારી કામકાજની વાત કાઢી એટલે સરદાર નાખુશ થયો ને ભવાં સંકોચાવી ચૂપ રહ્યો.

'વોડકાનો એક જામ લ્યો,' ટેબલ પાસે હમણાં જ આવી પહોંચેલા અંગ્રેજને સંબોધી તેણે કહ્યું.

અંગ્રેજ ગૃહસ્થે એક જામ પીધો ને કહ્યું કે પોતે દેવળ ને કારખાનું જોઈ આવ્યો, પણ હવે દેશાંતરપ્રવાસી કેદીઓની ગંજાવર જેલ જોવાની પોતાને ઇચ્છા છે.

'ઓહો, એ બહુ સરસ મેળ મળી ગયો લ્યો,' સરદારે નેખ્લ્યુડોફને કહ્યું; 'તમે બન્ને સાથે જજો. આમને પાસ આપજો,' પોતાના અંગરક્ષક ભણી વળીને તે બોલ્યો.

'તમને ક્યારે જવું ફાવશે?' નેખ્લ્યુડોફે પૂછ્યું.

'મને સાંજના જેલો તપાસવાનું ગમે છે,' અંગ્રેજ ગૃહસ્થે જવાબ આપ્યો; 'એ વખતે સૌ પોતપોતાની કોટડીમાં જ હોય છે ને કોઈ જાતની તૈયારી કરી રાખવાનો તેમને અવકાશ હોતો નથી; એટલે એમને આપણે એમના યથાર્થ સ્વરૂપમાં જોઈ શકીએ છીએ.'

'ઓહો, આમને તો જેલ પૂરભભકામાં જોવી લાગે છે! ભલે જુઓ, મેં તો એ વિશે લખાણ મોકલી આપ્યું છે—પણ એ લોકો કોઈ લક્ષ જ આપતા નથી. ત્યારે ભલે હવે તેઓ બધી વાત વિદેશી વર્તમાનપત્રોમાંથી જ જાણે,' સરદારે કહ્યું; ને આમ કહી તે ખાણાના ટેબલ પર ગયો. અહીં તેની પત્ની સૌને પોતપોતાનું આસન બતાવતી હતી.

નેખ્લ્યુડૉફ પોતાની યજમાનપત્ની ને અંગ્રેજ ગૃહસ્થ વચ્ચે બેઠો. એની સામે સરદારની પુત્રી અને સરકારી ખાતાનો પેલો માજી અધ્યક્ષ, એ બે જણ બેઠાં. ભોજન દરમિયાન જેમ આવે તેમ જુદા જુદા વિષયો પર વાતો ચાલી રહી: ઘડીકમાં અંગ્રેજ ગૃહસ્થ હિંદ વિશે વાતો કરતો, ઘડીકમાં સરદાર વળી ટૉન્કિનની સફર વિશે પોતાની સખત નાપસંદગી દર્શાવતો હતો, તો ઘડીકમાં વળી સાઇબીરિયામાં સચરાચર ચાલી રહેલા લાંચિયાપણું ને સડા વિશે વાતો ચાલતી. નેખ્લ્યુડૉફને આ બધા વિષયોમાં બહુ રસ ન પડયો.

પણ ભોજન પછી કૉફી પીતાં પીતાં નેખ્લ્યુડૉફ, અંગ્રેજ ગૃહસ્થ ને યજમાનપત્ની, એ ત્રણ જણે ગ્લૅડસ્ટન વિશે રસ પડે એવી વાતો કરવા માંડી, અને નેખ્લ્યુડૉફે જોયું કે પોતાની સાથે વાતો કરી રહેલા ગૃહસ્થનું લક્ષ ખેંચે એવી ઘણી ચાતુર્યભરી વાતો પોતે એ પ્રસંગે કહી રહ્યો હતો. અને આવું સરસ ભોજન તથા ઊંચા પ્રકારનો આસવ લીધા પછી આ રીતે મૈત્રીભાવભર્યા સંસ્કારી મંડળમાં બેસી આરામખુરશીમાં પડયા પડયા નિરાંતે કૉફીના નાના નાના ઘૂંટડા ભરતાં નેખ્લ્યુડૉફને વધુ વધુ મજા પડતી ગઇ. પછી અંગ્રેજ ગૃહસ્થની વિનંતિને માન આપીને સરદારપત્ની સરકારી ખાતાના પેલા માજી અધ્યક્ષ સાથે પિયાનો પાસે ગઈ, અને એ બન્નેએ મળીને લાંબા વખતથી હાથ બેસી ગએલી એવી કૌશલ્યભરી રીતે બીથોવનની એક ચીજ લલકારી ત્યારે તો, પોતે કેવો ભલો આદમી છે તેનું ભાન જાણે પોતાને હમણાં જ થયું હોય એવી પૂર્ણ આત્મસંતોષની વૃત્તિનો—હમણાં દીર્ઘકાળથી પોતે નહિ અનુભવેલી એવી આત્મસંતોષની વૃત્તિનો—એણે અનુભવ કર્યો.

એ મોટો પિયાનો સુંદર વાદ્ય હતું, અને એ ચીજની રચના

પણ કૌશલ્યભરી હતી. ખરેખર કૌશલ્યભરી હતી કે કેમ તે તો કોણ જાણે, પણ નેખ્લ્યુડોફને એ ચીજ બહુ ગમતી હતી, એટલે એને તો કૌશલ્યભરી લાગી. તેની સુંદર ધીમી તાલ લક્ષ આપીને સાંભળતાં પોતાના અનેકાનેક સદ્‌ગુણોના ખ્યાલે એને નાકમાં ગલીપચી જેવો સળવળાટ થવા લાગ્યો.

પોતે લાંબા વખતથી નહિ માણેલો એવો આનંદ આપવા બદલ **નેખ્લ્યુડોફે સરદારપત્નીનો** આભાર માન્યો, અને સૌને રામરામ કરી રવાના થવાની તૈયારી કરતો હતો એટલામાં સરદારપુત્રી નિશ્ચયભરી દૃષ્ટિ સાથે એની પાસે આવી અને મુખ પર શરમની સુરખી સાથે કહ્યું:—

‘મારાં બાળકો વિશે પૂછતા હતા ખરું ને તમે? જોવાં છે તમારે તે?’

‘આ જુઓને! આ તો એમ જ માને છે કે જાણે આખી દુનિયાને તેનાં છોકરાં જોવાની ઇચ્છા હશે!’ પોતાની પુત્રીની મનોરમ મુગ્ધતા બાબત સ્મિત કરતાં કરતાં તેની માએ કહ્યું. ‘પ્રિન્સને તો એ બાળકોની વાતમાં જરાએ રસ નથી.’

‘અરે ના ભાઈ ના; ઊલટો મને તો પાર વિનાનો રસ છે એમાં.’ આવો ઊછળતો, સુખભર્યો માતૃપ્રેમ જોઇને આવેશમાં આવી નેખ્લ્યુડોફે કહ્યું. ‘મને બતાવો મહેરબાની કરીને.’

‘જુઓ તો, પ્રિન્સને આ છોકરી પોતાનાં છોકરાં બતાવવા લઈ જાય છે!’ પોતાના જમાઇ, સોનાની ખાણોવાળા વેપારી, અને પોતાના અંગરક્ષક એટલા જણ સાથે ગંજીફો લઇને ટેબલ આગળ બેઠો હતો ત્યાંથી હસતાં હસતાં સરદારે હાક મારી. ‘જાઓ, જાઓ, તમારો કર ભરી આવો.’

પોતાનાં સંતાનો વિશે હમણાં જ નિર્ણય ઉચ્ચારાવાનો છે એ વિચારે સ્પષ્ટ રીતે આવેશમાં આવી ગએલી એ જુવાન બાઇ,

ત્વરિત પગલે અંદરના ખંડમાં ગઇ અને નેખ્લ્યુડોફ પણ તેની પાછળ પાછળ ગયો. એ ખંડ વિશાળ હતો, તેની દીવાલો પર સફેદ કાગળ ચોડી દીધો હતો, અને તેમાં આછા દીવાનું અજવાળું પડી રહ્યું હતું. એવા આછા અજવાળામાં બે નાનકડા પલંગ પડ્યા હતા, અને ખભે સફેદ કપડું રાખેલી એક આયા બેઠી હતી. તેનો ચહેરો સાઇબીરિયાવાસીઓના લાક્ષણિક ચહેરા જેવો હતો, અને તેના ગાલનાં હાડકાં તરી આવતાં હતાં. આમને આવતાં જોઈને તેણે ઊઠીને નમસ્કાર કર્યા. પહેલા પલંગમાં બે વરસની છોકરી પોતાનું નાનકડું મોઢું ખુલ્લું રાખીને તથા પોતાના લાંબા વાંકડિયા વાળ ઓશીકા પર વિખેરી દઇને ઊંઘતી હતી.

'આ કેટી,' સફેદ ને આસમાની રંગનું ગૂંથેલું આચ્છાદન ઊંચું કરીને તેની માએ કહ્યું; આચ્છાદન ઊંચું કર્યું એટલે એક નાનકડો ગૌર પગ બહાર આવ્યો.

'કેમ, સુંદર છે ને? એ તો તમે જાણો છો કે હજુ માંડ બે વરસની થઇ.'

'સુંદર!'

'ને આ વાસુક—એના દાદાનું આપેલું એ નામ છે. એની બહેનથી સાવ જુદી જ જાતનો. એનો ચહેરો સાઈબીરિયાવાસી જેવો છે, નહિ?'

'દેખાવડો છે હો છોકરો પણ' પેટભરે સૂતેલા એ હૃષ્ટપુષ્ટ નાનકડા બાળકને જોઈને નેખ્લ્યુડોફે કહ્યું.

'હા,' ગર્વ ને સુખસૂચક સ્મિત કરીને તેની માએ કહ્યું.

આ વખતે નેખ્લ્યુડોફના મનમાં બેડીઓ, મૂંડેલાં માથાં, લડાલડી ને ભ્રષ્ટાચાર, મરવા પડેલો ક્રિલ્ટ્ઝોફ, કાટુશા ને તેનો સમસ્ત ભૂતકાળ, એ સઘળું યાદ આવ્યું અને યાદ આવતાં આવું શુદ્ધ ને ઉચ્ચ પ્રકારનું સુખ જોઇ એને એવા સુખની અદેખાઈ થવા લાગી તથા એવું સુખ માણવાની ઇચ્છા પણ થઈ આવી.

એ બન્ને બાળકો માટેનો પોતાનો સ્તુતિભાવ ફરીફરીને દર્શાવીને અને એ રીતે એ સ્તુતિનું આતુરતાથી પાન કરી રહેલી તેમની માતાને થોડોઘણો પણ સંતોષ આપીને નેખ્લ્યુડોફ તેની પાછળ પાછળ દીવાનખાનામાં પાછો આવ્યો. અહીં પેલો **અંગ્રેજ** ગૃહસ્થ એમણે નક્કી કરેલી યોજના મુજબ જેલની મુલાકાતે નીકળવા એની રાહ જોતો બેઠો હતો. એટલે પોતાના યજમાનના ઘરનાં નાનાં મોટાં સૌની વદાય લઈને એ **અંગ્રેજ** ગૃહસ્થ ને **નેખ્લ્યુડોફ** બન્ને બંગલાના દ્વારમાર્ગમાં ગયા.

હવા બદલાઈ ગઇ હતી. બરફના મોટા કરાનો સખત વરસાદ વરસી રહ્યો હતો અને તેને લીધે રસ્તો, છાપરાં, બગીચામાંનાં વૃક્ષો, દરવાજાનાં પગથિયાં, ગાડીની છત્રી, અને ઘોડાની પીઠ, એ બધું બરફથી છવાઇ ગયું હતું.

**અંગ્રેજ** ગૃહસ્થ પાસે પોતાની અલાયદી ગાડી હતી તે તેણે જેલમાં હંકારી જવા કહ્યું. એટલે **નેખ્લ્યુડોફે** પોતાના ગાડીવાળાને બોલાવ્યો અને કોઇ અપ્રિય ફરજ બજાવવાની આવી પડી હોય એવા ગમગીનીના ભાવ સાથે એ તે ગાડીમાં એકલો બેઠો, ને પોચા બરફમાં પૈડાં ખૂંચી જવાથી મુશ્કેલીથી માર્ગ કાપતી તેની ગાડી **અંગ્રેજ** ગૃહસ્થની ગાડી પાછળ પાછળ ચાલવા લાગી.

# પ્રકરણ પચીસમું

આગળ સંત્રી ઊભો રહેલો અને દ્વારમાર્ગમાં દીવો બળતો હતો એવી એ ગમગીન દેખાવની જેલ, દરવાજામાં, છાપરા પર અને દીવાલ પર, એમ સર્વત્ર બરફનો સ્વચ્છ સફેદ થર અત્યારે પથરાઇ રહ્યો હતો તોપણ, પ્રકાશિત બારીઓની લાંબી હારની હારને લીધે સવાર કરતાં પણ વિશેષ ગમગીનીભરી છાપ પાડતી હતી.

પેલો રૂઆબદાર ઇન્સ્પેક્ટર જેલમાંથી બહાર નીકળી દરવાજા પર આવ્યો, નેખ્લ્યુડૉફ અને અંગ્રેજ ગૃહસ્થને આપેલો પાસ તેણે દીવાના અજવાળામાં વાંચ્યો, અને વાંચીને પોતાના દેખાવડા ખભા તેણે આશ્ચર્યથી મચકોડ્યા. પણ છતાં હુકમને વશ થઇને આ પ્રેક્ષકોને તેણે પોતાની પાછળ પાછળ અંદર આવવા કહ્યું. ચોગાન વીંધીને તે એમને એક દ્વારમાં થઇ અંદર લઇ ગયો અને ત્યાંથી દાદર પર ચડી ઑફિસમાં લઇ આવ્યો. અહીં તેણે એ બન્નેને બેસવા ખુરશી આપી અને પોતા સરખું કંઇ કામ હોય તો જણાવવા કહ્યું. જવાબમાં નેખ્લ્યુડૉફે કહ્યું કે પોતાને માસ્લોવાને તરત મળવું છે, એટલે તેણે એને તેડી લાવવા એક જેલરને મોકલ્યો. પછી અંગ્રેજ ગૃહસ્થ તેને પ્રશ્નો પૂછવા લાગ્યો તેના જવાબ આપવાની તેણે તૈયારી કરી. આ બન્નેના પ્રશ્નોત્તરમાં નેખ્લ્યુડૉફ દુભાષિયાનું કામ કરવા લાગ્યો.

'કેટલાં માણસો સમાવવા આ જેલ બંધાવેલી?' અંગ્રેજ ગૃહસ્થે પૂછ્યું. 'અત્યારે તેમાં કેટલા કેદી રાખ્યા છે?—એમાંથી આદમીઓ કેટલા?—ઓરતો કેટલી?—છોકરાં કેટલાં?—કેટલાંને ખાણોમાં મજૂરી કરવાની સજા થઇ છે?—કેટલાંને દેશનિકાલની સજા થઇ છે?—માંદાં માણસો કેટલાં છે?—'

નેખ્લ્યુડોફ અંગ્રેજ ગૃહસ્થના તેમ ઇન્સ્પેકટરના શબ્દોનું, એના અર્થ પર જરાએ લક્ષ આપ્યા વગર ભાષાંતર કરવા લાગ્યો અને તરતમાં જ થનારી મુલાકાતના વિચારે પોતે મુદ્દલ નહિ ધારેલ એવાં અકળામણ ને ક્ષોભ અનુભવવા લાગ્યો. એવામાં અંગ્રેજ ગૃહસ્થને સમજાવવા એક વાકયનું રશિયનમાંથી અંગ્રેજીમાં ભાષાંતર કરી રહ્યો હતો અને અડધું વાકય ઉચ્ચારી બાકીનું અડધું પૂરું કરવા જતો હતો ત્યાં, એણે નજીક આવતાં પગલાંનો ઘસારો સાંભળ્યો, તરત ઑફિસનું બારણું ઊઘડયું, અને અગાઉ અનેક વાર બનેલું તે મુજબ એક જેલરની પાછળ પાછળ કાટુશા આવી; ને એણે તેને માથે રૂમાલ બાંધેલો અને શરીર પર જેલનું જાકીટ પહેરેલું એવા વેશમાં દેખી એટલે એના ચિત્તમાં ભારે લાગણી થઇ આવી.

'મારે જીવવું છે, મારે કુટુંબ જોઇએ છે, છોકરાં જોઈએ છે, મારે માનવતાભર્યું જીવન ગાળવું છે,' એવા એવા વિચાર તે ત્વરિત પગલે ને ઢાળેલે નેણે અંદર આવી એટલે એના ચિત્તમાં ચમકી ઊઠયા.

એ ઊઠીને તેને મળવા થોડાં પગલાં આગળ આવ્યો, તો તેનો ચહેરો એને કડક ને અપ્રિય લાગ્યો. અગાઉ તેણે નેખ્લ્યુડોફને ઠપકો આપેલો તેવું અત્યારે ફરી પાછું થયું. ઘડીકમાં તે લાલચોળ થઇ ગઈ ને વળી ફીકી પડી ગઈ, તેની આંગળીઓ

ક્ષોભથી પોતાના જાકીટનો ખૂણો વાળવા લાગી અને ઘડીકમાં તે ઊંચું મોં કરી એની સામે જોવા લાગી, તો ઘડીકમાં વળી તેણે નજર નીચી નાખી દીધી.

'સજા હળવી થયાના સમાચાર આવી ગયા એ જાણ્યું?'

'હા, જેલરે કહ્યું મને.'

'એટલે અસલ ઠરાવ આવી જાય કે તરત જ તારે ચાલ્યું આવવું અને ક્યાં વસવું તે નક્કી કરવું. આપણે વિચારશું કે ...'

તે ઉતાવળે વચમાં બોલી ઊઠી:

'મારે શો વિચાર કરવાનો હતો? વ્લાડીમીર સાઇમનસન જશે ત્યાં હું જવાની.'

આવેશમાં હતી છતાં તેણે આંખો ઊંચી કરીને એની સામે જોયું અને જાણે પોતાને કહેવાની વાત તૈયાર કરીને આવી હોય એવી રીતે આ શબ્દો તેણે ત્વરાથી ને સ્પષ્ટ રૂપમાં ઉચ્ચાર્યા.

'ખરેખર?'

'જુઓને, દ્મિટ્રી ઇવાનિચ, તમે જાણો છો કે હું એમની સાથે રહું એવી એમની ઇચ્છા છે ... ...' એકદમ ભડકીને તે અટકી ગઇ અને પોતાના બોલ સુધાર્યા, 'હું એમની નિકટમાં રહું એવી એમની ઇચ્છા છે. તો મારે બીજું શું વિશેષ જોઇએ? મારે તો એ સુખરૂપ ગણવું જોઇએ. મને બીજું મળવાનુંય શું હતું?... ...'

'એમાંથી એક વાત લાગે છે,' નેખ્લ્યુડૉફના મનમાં થયું. 'ગમે તો તે સાઇમનસનના પ્રેમમાં પડી છે, ને હું તેને માટે કરી રહ્યો છું એમ માનતો હતો તેવો કોઇ સ્વાર્થત્યાગ મારા તરફથી એ જરાએ ઇચ્છતી નથી; અથવા હજુ ય તે મારા પર પ્રેમ ધરાવે છે અને મારા જ હિતને ખાતર મારો અસ્વીકાર કરે છે,

અને સાઇમનસન જોડે પોતાનું નસીબ જોડીને તે પોતાની સ્થિતિ અફર કરવા માગે છે.' આ વિચારે એ શરમાઈ ગયો અને પોતાનું મુખ સુરખીથી છવાઇ ગયું છે તેનું એને ભાન પણ થયું.

'ને તને, તને પોતાને તેના પર પ્રેમ છે?' એણે પૂછ્યું.

'પ્રેમ હોય કે ન હોય, એથી શો ફેર પડવાનો હતો? એ બધી વાત મેં છોડી દીધી ને ને લાડીમીર સાઇમનસન તો સાવ જુદી જ જાતના માણસ છે.'

'હા, બેશક,' નેખ્લ્યુડોફે બોલવા માંડ્યું. 'સરસ માણસ છે, ને મને લાગે છે..'

પણ જાણે એ ક્યાંક વધારે પડતું બોલી નાખે અથવા પોતાને બોલવાની તક જ ન મળે એવી દહેશત હોય તેમ તે ફરી વળી અધવચથી બોલી ઊઠીઃ

'ના, ડિમિટ્રી ઈવાનીચ, તમારી ઇચ્છા મુજબ ન વર્તું તો માફ કરશો,' આમ બોલીને તે પોતાની અકળ મલાખી આંખે એને જોઈ રહી. 'હા, અવશ્ય એમ જ થવું જોઇએ. તમારે પણ જીવવું તો જોઇએ ને?'

થોડી પળ પહેલાં પોતે જે સ્વગત બોલી રહ્યો હતો તે જ વાત અત્યારે તે કહી રહી હતી. પણ અત્યારે હવે એના વિચાર એવા રહ્યા ન હતા. અત્યારે તો એના વિચાર ને ભાવ બદલાઇને જુદી જાતના થઈ ગયા હતા. તેની સાથે પોતાનું જે સર્વસ્વ ચાલ્યું જતું હતું તે જોઇને એને શરમ જ નહિ પણ ખેદ પણ થયો.

'આવું મેં નહોતું ધાર્યું,' એણે કહ્યું.

'અહીં રહીને તમારે શું કામ દુઃખી થવું? અત્યાર સુધીમાં કંઇ થોડા નથી દુઃખી થયા તમે,' એમ બોલીને તેણે સ્મિત કર્યું.

'હું કંઈ દુઃખી નથી થયો. મને તો એથી લાભ જ હતો, અને હજુ પણ બને તો હું તારી સેવા કર્યા કરું.'

'અમારે' આ 'અમારે' શબ્દ બોલતાં તેણે **નેખ્લ્યુડોફ** સામે નજર કરી—'અમારે કંઇ એ જોઈતું નથી. આમે તમે મારે માટે પાર વિનાનું કર્યું છે. તમે જો ન હોત તો ...' તે વધારે બોલવા ગઇ પણ તેના અવાજમાં ધ્રુજારી આવી.

'તારે તો મારો ઉપકાર માનવા જેવું કંઇ નથી,' **નેખ્લ્યુડોફે** કહ્યું.

'હવે એ બધો આગલો પાછલો હિસાબ ગણવા બેઠે શો લાભ? ઈશ્વર આપણા સૌનો હિસાબ કરશે,' તેણે કહ્યું, ને તેની કાળી આંખો એમાં ઊભરાતાં આંસુથી ચમકવા લાગી.

'કેવી ભલી બાઇ છે તું?' એણે કહ્યું.

'હું ભલી!' છલકાતાં આંસુએ તેણે કહ્યું; અને કરુણ સ્મિતથી તેનો ચહેરો ચમકી ઊઠયો.

'કેમ ચાલવું છે ને?' **અંગ્રેજ** ગૃહસ્થે પૂછયું.

'આ આવ્યો,' **નેખ્લ્યુડોફે** જવાબ આપ્યો, અને **મારસ્લોવાને** ક્રિલ્ટઝોફના સમાચાર પૂછ્યા.

એટલે તેણે પોતાની લાગણીઓ પર કાબૂ મેળવી પોતે જાણતી હતી તેટલી બધી હકીકત શાન્તિથી જણાવી. તેના કહેવા મુજબ ક્રિલ્ટઝોફ છેક જ અશક્ત બની ગયો હતો ને તેથી દર્દીખાનામાં તેને મોકલી દીધો હતો; આથી **મેરી પાવલોવ્નાને** ભારે ઉચાટ થતો હતો, એટલે પરિચારિકા તરીકે દર્દીખાનામાં દાખલ થવાની પરવાનગી આપવા તેણે માગણી કરી હતી, પણ એ પરવાનગી તેને મળી નહોતી.

'જઉં ત્યારે ?' અંગ્રેજ ગૃહસ્થ રાહ જોતો ઊભો હતો એ જોઇને તેણે પૂછયું.

'હજુ હું તને રામરામ નથી કરતો; ફરી મળીશ હજી હું તને,' પોતાનો હાથ ધરીને નેખ્લ્યુડોફે કહ્યું.

'આવજો,' તે બોલી, અને એવા ધીમા અવાજે બોલી કે એ માંડ માંડ સાંભળી શકયો. એ વખતે એ બન્નેની દૃષ્ટોદષ્ટ મળી, એટલે તેની મલાખી આંખની વિલક્ષણ દૃષ્ટિ ઉપરથી તેમ કરુણ સ્મિત કરીને 'રામરામ' ને બદલે 'આવજો' એવા જે શબ્દો તે બોલી એ ઉપરથી નેખ્લ્યુડોફ સમજ્યો કે તે અત્યારના નિર્ણય પર આવી તે સંબંધમાં જે બે કારણો પોતે કલ્પતો હતો તેમાંથી બીજું જ સાચું કારણ હતું. એટલે કે માસ્લોવાનો પોતા પર પ્રેમ હતો, અને તેથી તે એમ ધારતી હતી કે પોતે જો પોતાનું જીવન એની સાથે જોડશે તો એની જિંદગી પોતે બરબાદ કરી મૂકશે અને સાઇમનસન સાથે જવાથી તેણે ધાર્યું કે પોતે નેખ્લ્યુડોફને મુક્ત કરી શકશે, એટલે પોતે એ રીતે એને મુક્ત કરવા ધારેલો તે પ્રમાણે આમ મુક્ત કરી શકી એ વિચારે તેને આનંદ થયો, અને છતાં એનાથી વિખૂટાં પડતાં તેને દુઃખ થયું.

તેણે એનો હાથ દબાવ્યો, પછી ઝડપથી પાછી વળી, અને ખંડમાંથી ચાલી નીકળી.

નેખ્લ્યુડોફ પણ જવાને તૈયાર થયો, પણ પેલા અંગ્રેજ ગૃહસ્થને કંઇક નોંધ કરી લેતો જોઈ એ તેના કામમાં વિક્ષેપ ન કરતાં દીવાલ પાસેના એક લાકડાના બાંકડા પર બેઠો અને બેઠો ત્યાં એકાએક ભયંકર થાકની લાગણી એને થઈ આવી. એને જે થાક લાગ્યો તે આગલી રાતના ઉજાગરાનો, કે

મુસાફરીનો, કે ચિત્તક્ષોભનો નહોતો લાગ્યો, પણ એને તો સમગ્ર જીવનનો જ ભયંકર થાક લાગ્યો હતો. જીવવાથી જ એ અતિશય થાકી ગયો હતો એટલે એ બાંકડાની પીઠને અઢેલી આંખો મીંચી ગયો તો એને ભારે ઘસઘસાટ ઊંઘ આવી ગઇ.

'હં, હવે કોટડીઓ જોવી છે તમારે?' ઇન્સ્પેક્ટરે પૂછ્યું.

**નેખ્લ્યુડોફે** ઊંચું જોયું અને પોતે હતો એ સ્થળે પોતાને દેખીને એને આશ્ચર્ય થયું. **અંગ્રેજ** ગૃહસ્થે નોંધ ટપકાવવાનું કામ પૂરું કર્યું, એટલે તેણે કોટડીઓ જોવાની ઇચ્છા દર્શાવી.

**નેખ્લ્યુડોફ** શાન્ત ને ઉદાસીન ચિત્તે તેની પાછળ પાછળ ગયો.

## પ્રકરણ છવ્વીસમું

**એ** અંગ્રેજ ગૃહસ્થ ને **નેખ્લ્યુડોફ** ઇન્સ્પેક્ટરને સાથે લઇ અગ્ર ખંડમાં થઇ ગંદી, ઘડીવાર રહીએ ત્યાં જ માથું દૂખવા આવે એવી બંધિયાર ચાલીમાં આવ્યા તો બે કેદીને ત્યાં જમીન પર જ પિશાબ કરતા દેખી એમને આશ્ચર્ય થયું. ચાલીમાંથી તેઓ સખત મજૂરીની સજા પામેલા કેદી રહેતા એ પ્રથમ વિભાગમાં આવ્યા. આ વિભાગના મધ્યમાં સૂવાની છાજલીઓ હતી, ને આ લોકો આવ્યા ત્યારે કેદીઓ ક્યારના સૂઇ ગયા હતા. માથા સાથે માથું રહે એવી રીતે પડખે પડખે તેઓ સૂતા હતા. આશરે સિત્તેર કેદી આ ખંડમાં હતા. **નેખ્લ્યુડોફ** વગેરે આ ખંડમાં આવ્યા એટલે તેઓ સૌ એકદમ કૂદકો મારીને ઊઠ્યા અને પથારીની બાજૂમાં ઊભા રહ્યા. આમાં અપવાદરૂપ બે જ જણ હતાઃ એક જુવાન આદમી હતો, તેને સખત તાવ આવ્યો હતો અને બીજો બૂઢિયો હતો તે પડ્યો પડ્યો ઊંકારા કરતો હતો.

આ જુવાન કેટલા વખતથી માંદો છે, એવો પ્રશ્ન અંગ્રેજ ગૃહસ્થે પૂછ્યો એટલે ઇન્સ્પેક્ટરે ઉત્તર આપ્યો કે એ જુવાન આજ સવારથી જ માંદો પડેલો, પણ પેલા બૂઢિયાને તો લાંબા વખતથી પેટનું દરદ લાગુ પડેલું; પરંતુ દર્દીખાનું ભરાઇને ચિકાર થઈ ગએલું એટલે તેને ત્યાં લઇ જઈ શકેલા નહિ. આ સાંભળીને અંગ્રેજ ગૃહસ્થે અણગમામાં પોતાનું માથું ધુણાવી જણાવ્યું કે એ લોકોને પોતે થોડા બોલ કહેવા માગે છે અને તેથી નેખ્લ્યુડોફને તેણે દુભાષિયાનું કામ કરવા કહ્યું. તેની આ વાત ઉપરથી જણાઈ આવ્યું કે હદપારીની સજાનાં સ્થાનો તથા સાઇબીરિયાની જેલો તપાસવા ઉપરાંત આ અંગ્રેજના પર્યટનનો એક બીજો પણ હેતુ હતો અને તે એ કે શ્રદ્ધા દ્વારા તેમ ઈસુના બલિદાન દ્વારા માનવી મોક્ષ પામી શકે એમ છે એવા મતનો પ્રચાર કરવો.

'એમને કહો,' તે બોલ્યો, 'કે ભગવાન ઈસુ તેમના પર દયા ને પ્રેમ રાખતા હતા અને તેથી તેણે તેમને ખાતર પોતાનું જીવન કુરબાન કરેલું. તેઓ જો આ મત સ્વીકારશે તો તેઓ મુક્ત થશે.' તે બોલ્યો એટલો વખત સઘળા કેદી પોતાના હાથ બાજૂ પર રાખીને ઊભા રહ્યા. 'એમને કહો,' તે આગળ બોલ્યો, 'કે આ પુસ્તકમાં એ બધી વાત લખી છે. એમનામાંથી કોઇને વાંચતાં આવડે છે?'

વાંચતાં આવડતું હોય એવાની સંખ્યા વીસથી વધુ હતી.

અંગ્રેજ ગૃહસ્થે પોતાની હેન્ડબેગમાંથી 'ટેસ્ટામેન્ટ'ની કેટલીક બાંધેલી પ્રતો કાઢી, એટલે સખત કાળા નખવાળા, કેટલાક સશક્ત હાથ, અંદર અંદર એકબીજાને હડસેલતા, પોતાનાં જાડાં ખરબચડાં પહેરણની બાંયોમાંથી બહાર આવી તેના ભણી લંબાયા. અંગ્રેજ ગૃહસ્થે આ વિભાગમાં 'ટેસ્ટામેન્ટ'ની બે પ્રતો ભેટ આપી.

બીજા વિભાગમાં પણ એનું એ બન્યું. ત્યાંની હવા પણ એવી ને એવી ગંદી હતી, ત્યાં પણ એ બારીઓ વચ્ચે એવી ને એવી દેવપ્રતિમા ટીંગાડેલી હતી, ને ત્યાં પણ દ્વારની ડાબી બાજૂએ એવું ને એવું પાણીનું પીપ રાખેલું હતું; ત્યાં પણ તેઓ હારોહાર પડખોપડખ ખૂબ પાસેપાસે સૂતા હતા ત્યાંથી તેમને દેખી એવો ને એવો કૂદકો મારીને ઊભા થઈ ગએલા, અને હાથ બાજૂમાં રાખીને એવી ને એવી રીતે ટટ્ટાર ઊભા રહેલા. આમાં અપવાદરૂપ ત્રણ જણા હતા. તેમાં બે જણ સૂતા હતા, તેમાંથી બેઠા થએલા, પણ ત્રીજો સૂઇ જ રહ્યો અને પોતાના ખંડમાં આવેલા આ નવા માણસ પર તેણે નજર સરખી પણ કરી નહિ. આ ત્રણે જણા પણ માંદા હતા. અહીં પણ એ અંગ્રેજ ગૃહસ્થે એનું એ ભાષણ કર્યું ને 'ટેસ્ટામેન્ટ'ની બે પ્રતો ભેટ આપી.

ત્રીજા ખંડમાં ચાર જણ માંદા હતા. આ બધા માંદાઓને એક જ ખંડમાં એકઠા કેમ નથી રાખતા એમ અંગ્રેજ ગૃહસ્થે પૂછ્યું એટલે ઇન્સ્પેકટરે જવાબ આપ્યો કે એ માંદાને પોતાને એવી ગોઠવણ ગમતી નથી. વળી એમને થએલા રોગ ચેપી નથી, અને વળી આસિસ્ટંટ દાક્તર એમની સંભાળ રાખે છે ને એમની સારવાર માટે સઘળો જરૂરી બંદોબસ્ત કરે છે.

'એણે તો પખવાડિયાથી અહીં પગ મૂક્યો હોય તો હરામ બરાબર,' કોઇક બબડ્યું.

ઇન્સ્પેકટરે આનો કંઈ ઉત્તર આપ્યો નહિ, પણ આગળ ચાલીને તે બન્ને જણને તે પછીના વિભાગમાં લઈ ગયો. એટલે વળી પાછું અહીં પણ તાળું ખોલી નાખવામાં આવ્યું, સૌ ઊઠીને મૂંગા મૂંગા ઊભા રહ્યા, ને અહીં પણ અંગ્રેજ ગૃહસ્થે 'ટેસ્ટામેન્ટ'ની પ્રતો ભેટ આપી. પાંચમા ને છઠ્ઠા, જમણી ને ડાબી બાજૂ પરના વિભાગોમાં પણ એનો એ ક્રમ ચાલુ રહ્યો.

સખત મજૂરીની સજા પામેલા કેદીઓ પાસેથી તેઓ દેશનિકાલની સજા પામેલા કેદીઓની પાસે ગયા, ને તેમની પાસેથી પોતપોતાની ગામપંચાયતે હદપાર કરેલા કેદીઓ પાસે તથા સ્વજન સાથે સ્વેચ્છાથી જ દેશવટો ભોગવી રહેલા માણસો પાસે ગયા. આ બધે ઠેકાણે માનવીઓ—ટાઢે ધ્રૂજતા, ભૂખ્યા, કામધંધા વિનાના, રોગી, ભ્રષ્ટ ને ગોંધી રાખેલા માનવીઓ—જાણે જંગલી પશુઓ હોય નહિ એવી રીતે તેમને દેખાડવામાં આવ્યા.

અંગ્રેજ ગૃહસ્થ મુકરર કરેલી સંખ્યામાં 'ટેસ્ટામેન્ટ'ની પ્રતો વહેંચી રહ્યો એટલે પછી વિશેષ પ્રત ભેટ આપવાનું તેણે બંધ કર્યું અને ભાષણો આપવાનું પણ બંધ કર્યું. અહીંના નિરાશાજનક દૃશ્યે અને તેમાંયે ખાસ કરીને તો ગૂંગળાવતા વાતાવરણે તેના જેવાની શક્તિ ને સ્ફૂર્તિ પણ ઠંડી પાડી દીધી, એટલે પછી દરેક વિભાગમાં કોટડીએ કોટડીએ ઈન્સ્પેક્ટર જે વાતો કરતો તેના જવાબમાં 'વારુ' એટલું જ કહીને તે આગળ વધ્યો.

નેખ્લ્યુડોફમાં તો આગળ જવાની ના પાડવાની તાકાત નહોતી તેમ ચાલ્યા જવાની પણ તાકાત નહોતી એટલે આગળના જેવી જ શ્રમ ને નિરાશાની લાગણીઓ અનુભવતો જાણે પોતે કોઈ સ્વપ્નમાં હોય એવી રીતે તેની પાછળ પાછળ ઢસડાવા લાગ્યો.



'જેલમાં પૂરી ન રાખે તો પછી કાયદાભંગ કરે એવા માણસો તરફ કેવું વર્તન રાખવું, એ વિશે એનો પોતાનો શો અભિપ્રાય છે તે એને પૂછો,' અંગ્રેજ ગૃહસ્થે કહ્યું.

નેખ્લ્યુડૉફે અંગ્રેજ ગૃહસ્થના આ પ્રશ્નનો તરજુમો કરી સંભળાવ્યો.

ડોસો પોતાના બધા દાંત દેખાય એમ ખડખડ હસી પડ્યો.

'કાયદાભંગ?' તિરસ્કારપૂર્વક ચાળા પાડીને તેણે કહ્યું. 'પહેલાં તો ભાઇસાહેબે પોતે પોતાના સ્વાર્થ માટે સૌને લૂંટી લીધા, સઘળી જમીન ખૂંચવી લીધી, અને સૌના હક્ક ઝૂંટવી લીધા—એ સઘળું પોતાના પંડ માટે ઉચાપત કર્યું—આમાં જે કોઈ સામા થયા તે સૌને એણે હણી નાખ્યા અને પછી કોઇએ કોઇને લૂંટવો નહિ તેમ હણવો નહિ, એવા કાયદા ઘડ્યા. પણ એ કાયદા તો એણે આટલા મોડા નહિ પરંતુ ખૂબ વહેલા ઘડવા જોઇતા હતા.'

'નેખ્લ્યુડૉફે આ જવાબનું ભાષાંતર કરી સંભળાવ્યું. એ સાંભળીને અંગ્રેજ ગૃહસ્થે સ્મિત કર્યું.

'વારુ, એ તો ભૂતકાળની વાત થઇ, પણ વર્તમાનકાળમાં ચોરો ને ખૂનીઓ તરફ આપણે કેવું વર્તન રાખવું એ તેને પૂછો.'

નેખ્લ્યુડૉફે વળી પાછું એના પ્રશ્નનું ભાષાંતર કરી સંભળાવ્યું.

'એને કહે કે એણે સેતાનની છાપ પોતાની પાસેથી દૂર કરવી,' સખ્તાઇથી ભવાં સંકોચાવી ડોસાએ કહ્યું; 'પછી એને કોઇ ચોર કે ખૂની દેખાશે જ નહિ. કહે એને એમ.'

'એ તો ચસકેલ છે,' નેખ્લ્યુડૉફે એ ડોસાના બોલનું ભાષાંતર કરી બતાવ્યું એટલે અંગ્રેજ ગૃહસ્થે કહ્યું. તે પછી ખભા મચકોડતો તે એ કોટડીમાંથી ચાલ્યો ગયો.

'તું તારું કામ કર ને બીજાની પંચાત કર મા. સૌએ પોતપોતાનું સંભાળવું. કોને સજા કરવી ને કોને માફી આપવી એની ભગવાનને ખબર છે, પણ આપણને કંઇ ખબર નથી,' ડોસાએ કહ્યું. 'તું પોતે તારો સરદાર બન એટલે બીજા સરદારોની પછી જરૂર નહિ પડે. જા, જા, ચાલવા માંડ,' રોષથી ભવાં સંકોચાવીને તથા એ ભાગમાં પાછળ રહેલા નેખ્લ્યુડોફ ભણી ચમકતી આંખે જોઇ રહીને ડોસાએ કહ્યું. 'સેતાનના સેવકો માનવીઓને જૂઓના ઘણુ આગળ કેવા ફોલી ખવડાવે છે એ તેં આટલામાં હજુ ધરાઇને ન જોઈ લીધું? જા, જા, ચાલ્યો જા!'

નેખ્લ્યુડોફ એ વિભાગમાંથી આવતો રહ્યો, અને એક બારણા આગળ, એ બારણાવાળી કોટડીનો શો ઉપયોગ છે એમ ઇન્સ્પેક્ટરને પૂછતો પેલો અંગ્રેજ ગૃહસ્થ તેની પાસે ઊભો હતો ત્યાં ગયો.

'એ તો મૃતસ્થાન છે.'

'એમ,' અંગ્રેજ ગૃહસ્થે કહ્યું, અને તેણે અંદર જવાની પોતાની ઇચ્છા દર્શાવી.

આ મૃતસ્થાન તે બહુ મોટી નહિ એવી એક સામાન્ય કોટડી હતી. તેની દીવાલ પર એક નાનકડો દીવો બળતો હતો ને ખૂણામાં થોડાક કોથળા તથા લાકડાનાં ઢીમચાં પડયાં હતાં. તેના પર તેમ જમણી બાજૂ ખાટલા પર ચાર મુડદાં પડયાં હતાં તેના પર એક દીવો આછો પ્રકાશ નાખી રહ્યો હતો. પહેલા મુડદા પર ખડબચડા પાણકોરાનું પહેરણ તથા ચોરણો પહેરાવેલો હતો. આ મુડદું નાનકડી દાઢી ને અડધું માથું બોડાવેલું એવા પેલા ઊંચા આદમીનું હતું. મુડદું ક્યારનું ખૂબ સખત બની ગયું હતું; તેના આસમાની રંગના હાથ મૂળ અદબની જેમ છાતી પર ગોઠવેલા તે છૂટા પડી ગયા હતા; પગ પણ જુદા થઇ ગયા હતા અને તેનાં ઉઘાડાં તળિયાં બહાર લટકતાં હતાં. આ આદમીની બાજૂમાં એક ઉઘાડા માથા

ને ઉઘાડા પગવાળી બાઇનું મુડદું હતું. તેણે સફેદ ચણિયો ને જાકીટ પહેર્યાં હતાં, તેના પારવા વાળનો ચોટલો ઉઘાડો હતો, તેનો ચહેરો નાનો ને કરમાઈ ગએલો હતો, ને તેનું નાક અણીદાર હતું. આ બાઇને પડખે જાંબુડિયા રંગનો પોશાક પહેરેલું એક બીજા માણસનું શબ હતું. આ રંગ ઉપરથી નેખ્લ્યુડૉફને કંઈક યાદ આવ્યું.

એ નજીક આવ્યો અને શબ પર નજર કરી.

ઊંચી ચડેલી નાની, અણીદાર દાઢી, સુદૃઢ, ઘાટીલું નાક, ઊંચું ગૌર કપાળ, ઝીણા વાંકડિયા વાળ—આ બધાં સુપરિચિત અંગો એ તરત વરતી ગયો, પણ પોતાની ચક્ષુ સમક્ષનું દૃશ્ય વાસ્તવિક છે એવી ખાતરી એને મહા મુશ્કેલીએ થઇ. હજુ ગઈ કાલે જ એણે આ મુખ ગુસ્સાથી લાલચોળ બની ગએલું, આવેશમાં આવી ગએલું, તથા તીવ્ર યાતના સહન કરતું દીઠું હતું; એનું એ જ મુખ અત્યારે શાન્ત, નિશ્ચેષ્ટ, ને ભયંકર સૌંદર્યમંડિત બની ગયું હતું. હા, આ ક્રિલ્ટ્ઝોફ જ હતો, અથવા એના પાર્થિવ જીવનનો છેલ્લો અવશેષ જ હતો. એણે આટલું બધું દુઃખ વેઠયું એનું સાર્થક્ય શું? એના જીવનનું સાર્થક્ય શું? એનો મર્મ હવે તે સમજી શક્યો હશે? એવો વિચાર નેખ્લ્યુડૉફને આવ્યો. પણ એ પ્રશ્નનો કશો ઉત્તર એને સૂઝયો નહિ, મૃત્યુ સિવાય કશું એની નજરે ચડયું નહિ, અને એને તમ્મર આવવા લાગ્યાં, એટલે પેલા અંગ્રેજ ગૃહસ્થને રામરામ કરવા પણ ઊભો ન રહેતાં પોતાને તરત બહાર ચોગાનમાં લઇ જવા નેખ્લ્યુડૉફે ઇન્સ્પેક્ટરને કહ્યું, અને આજે સાંજે બનેલા બધા બનાવો વિશે એકાંતમાં બેસી વિચાર કરવાની અનિવાર્ય અગત્ય જણાઇ તેથી વાહનમાં બેસી પોતાની હોટલે પાછો આવ્યો.

# પ્રકરણ અઠયાવીસમું

નેખ્લ્યુડૉફ સૂતો નહિ, પણ ઝાઝીવાર સુધી એણે પોતાના ખંડમાં આમથી તેમ આંટા માર્યા કર્યા. કાટુશા સાથેનો એનો સંબંધ હવે સમાપ્ત થયો હતો. હવે એની જરૂર રહેતી નહોતી, અને આથી એને ખેદ ને લજ્જા પેદા થયાં. એણે કાટુશા ઉપરાંત જે બીજું કામ હાથ ધર્યું હતું તે હજુ અધૂરું જ હતું એટલું જ નહિ પણ પૂર્વે કદી નહિ કરેલી એટલી ચિંતા અત્યારે એના ચિત્તમાં કરાવી રહ્યું હતું તથા એની સમસ્ત શક્તિ એ દિશામાં વાપરવાની માગણી કરી રહ્યું હતું. હમણાં હમણાંથી એ જે ભયંકર અનર્થ ને દુષ્ટતા જોઈ રહ્યો હતો તથા સમજવા લાગ્યો હતો–ખાસ કરીને પેલી દોજખ જેવી જેલમાં જે દુષ્ટતાનું એણે આજે દર્શન કર્યું હતું—પેલા પ્રિય ક્રિસ્ટ્રોફનો જાન લેનારી જે દુષ્ટતાનું એણે દર્શન કર્યું હતું—તે દુષ્ટતા સર્વોપરી બનીને પોતાનો વિજયધ્વજ ફરકાવી રહી હતી, અને તે દુષ્ટતાને હઠાવવાનો અથવા કેમ હઠાવવી તેનું જ્ઞાન મેળવવાનો પણ કોઇ સંભવ એને દીસતો નહોતો. એનાં કલ્પનાચક્ષુ આગળ અત્યારે બેપરવા સરદારો, સરકારી વકીલો અને ઇન્સ્પેક્ટરોએ આવી ત્રાસદાયક જેલોમાં પૂરી દીધેલાં સેંકડો ને હજારો અપમાનિત ને પતિત માનવીપ્રાણીઓ ખડાં થયાં; સરકારી અધિકારીઓના દોષ બતાવી તેમની ઝાટકણી કાઢતો

અને તેથી ગાંડો ગણાએલો પેલો સ્વતંત્ર મિજાજનો વિલક્ષણ ડોસો એને યાદ આવ્યો, અને શબો વચ્ચે પડેલા રોષભરી મનોદશામાં મૃત્યુ પામેલા ક્રિલ્ટ્ઝોફનો સુંદર સુંવાળો ચળકતો ચહેરો એની સ્મૃતિમાં ઉપસ્થિત થયો; એટલે વળી પાછો પેલો જૂનો પ્રશ્ન—કે આમાં ગાંડું કોણ–ગાંડો તે પોતે કે આ બધાં કામો કરી રહ્યા છતાં પોતે સ્વસ્થ સમતોલ મનોદશામાં છે એમ માની રહેલા આ બધા લોકો ગાંડા એ પ્રશ્ન–એના ચિત્તમાં બમણા વેગથી તાજો થયો.

આંટા મારતાં મારતાં ને વિચાર કરતાં કરતાં થાકી ગયો એટલે એ દીવા પાસેના એક સોફા પર બેસી ગયો, અને પેલા અંગ્રેજ ગૃહસ્થે સ્મરણચિહ્ન તરીકે એને આપેલા અને પોતાને ઉતારે આવીને ગજવાં ખાલી કરતી વખતે પોતે ટેબલ પર પછાડેલા 'ટેસ્ટામેંટ'નું પુસ્તક એણે કશા સ્પષ્ટ આશય વગર અધવચથી ગમે તેમ ખોલ્યું.

'કહે છે કે આપણા એકેએક પ્રશ્નનો ઉત્તર આમાંથી મળી રહે છે,' એને વિચાર આવ્યો, અને પુસ્તક આપોઆપ ઊઘડયું તો મેથ્યુ ૧૮, ૧, ૪ વાળો ભાગ નીકળ્યો તે વાંચવા લાગ્યો : 'એ પળે શિષ્યો જિસસ કને આવ્યા અને બોલ્યા, ત્યારે સ્વર્ગ-ધામમાં સૌથી મહાન કોણ છે? એટલે એમણે પોતાની પાસે એક નાનકડા બાળકને તેડાવી મંગાવ્યું, તેને એમની વચ્ચે બેસાડયું, અને પછી કહ્યું, તમને સાચેસાચ કહું છું કે તમે જ્યાં સુધી બદલાઇને નાના બાળક જેવા નહિ બની જાઓ ત્યાં સુધી કોઇ પણ રીતે તમે સ્વર્ગધામમાં પ્રવેશી શકશો નહિ. એટલે જે કોઈ આ નાનકડા બાળક જેવું નમ્ર બનશે, તેજ સ્વર્ગધામમાં સૌથી મહાન બનશે.'

'હં, હં, એ વાત સાચી છે,' પોતે પણ જ્યારે નમ્ર બનેલ

ત્યારે જ જીવનની શાંતિ ને આનંદનો અનુભવ કરી શકેલ, એ વસ્તુનું સ્મરણ થતાં એણે કહ્યું.

'અને જે કોઇ આવા એકાદ બાળકનો મારે નામે સ્વીકાર કરશે તે મારો જ સ્વીકાર કરે છે; પણ મારામાં શ્રદ્ધા રાખતા આવા નાના બાળકને જે ઠોકર ખવરાવશે તેને માટે તો ગળે ઘંટીનું પડ બાંધીને તેને કોઇ ઊંડા દરિયામાં ફેંકી દે એ જ હિતાવહ છે.'

(મેથ્યુ ૧૮, ૫, ૬)

'"જે કોઈ સ્વીકાર કરશે"—એવું શા માટે? સ્વીકાર કરશે તે ક્યાં? અને "મારે નામે" એનો શો અર્થ?' આ શબ્દોથી કોઇ વાતનું પોતાને સૂચન થતું નથી એમ લાગતાં એણે પ્રશ્ન કર્યો 'અને ગળે ઘંટીનું પડ શું કામ બાંધવાનું? ને ઊંડા દરિયામાં શું કામ ફેંકી દેવાનો? અંહં, એમ નથી; એ વાત બરાબર ને સ્પષ્ટ નથી;' આમ વિચારતાં જીવનમાં અનેક વાર પોતે શાસ્ત્રગ્રંથ વાંચવા યત્ન કરેલો પણ આવા ફકરાઓમાં સ્પષ્ટ અર્થનું દર્શન નહિ થતાં એમાં પોતે નાસીપાસ થએલો, એ વાત એને યાદ આવી. એણે આગળ ૭, ૮, ૯ ને ૧૦મા શ્લોકમાં ઠોકરપ્રસંગો વિશે, એવા ઠોકરપ્રસંગો અનિવાર્ય રીતે આવવાના જ એ વિશે, તથા નરકમાં નાખીને કરવામાં આવતી સજા વિશે વાતો હતી તે વાંચી. 'આ બધું આવું ઢંગધડા વગરનું છે એ જોઇને ભારે ખેદ થાય છે,' એવો વિચાર એને આવ્યો; 'અને છતાં એમાં કંઇ શુભ તત્ત્વ રહેલું છે એમ તો લાગ્યા કરે છે.'

'કેમકે પતિતનો ઉદ્ધાર કરવા માટે જ માનવપુત્ર આવેલો,' એણે આગળ વાંચવા માંડયું, 'હવે આ બાબતમાં તમને શું લાગે છે? ધારો કે કોઈ માણસ કને સો ઘેટાં હોય તેમાંથી એક ભૂલું પડયું હોય, તો એ નવ્વાણુએ ઘેટાંને પડતાં મૂકી ભૂલા પડેલા

સોમા ઘેટાને શોધવા ડુંગરામાં નથી રખડતો? અને એમ રખડતાં એ ઘેટું જો એને મળી આવે, તો હું તમને સાચેસાચ કહું છું, કે એથી એને ભૂલા નહિ પડેલા નવ્વાણુ ઘેટાથી થાય તેથી વિશેષ આનંદ થાય છે.

'એ જ રીતે સ્વર્ગધામમાં બિરાજતા તમારા પ્રભુ પિતાની એવી ઇચ્છા નથી કે આવું એક પણ નાનું બાળક નાશ પામે.'

'હા, એ નાશ પામે એવી પ્રભુ પિતાની તો ઇચ્છા નથી જ, અને છતાં અહીં હજારો માણસો નાશ પામી રહ્યાં છે. અને એમને બચાવવાનો કોઇ સંભવ જ નથી,' એવો વિચાર એને આવ્યો અને વળી આગળ એણે વાંચવા માંડયું.

''પછી આવ્યો પીટર, અને એણે તેમને કહ્યું; નાથ, મારો ભાઇ મારી વિરુદ્ધ કેટલી વાર પાપાચરણ કરે છતાં મારે માફી આપવી?—કેટલી સાત વાર કરે ત્યાં સુધી? એટલે જિસસ એને કહેતા હવા: હું તને કહેતો નથી કે સાત વાર; પણ હું તો કહું છું કે સિત્તેર ગુણ્યા સાત વાર.

'તેથી જ ઈશ્વરને એક રાજા જેવો કહ્યો છે. એ રાજાએ પોતાના નોકરો પાસેથી પોતાના પૈસાનો હિસાબ માગવાનું નક્કી કર્યું. એ પ્રમાણે હિસાબ લેવા માંડયો એટલે જેની પાસે તેની દશ હજાર સોનામહોર લેણી નીકળતી હતી એવા એક નોકરને એની હજૂરમાં ખડો કરવામાં આવ્યો. પણ એ રકમ ભરી દેવાના તાકડા તેની પાસે હતા નહિ, એટલે એના સ્વામીએ આજ્ઞા આપી કે એને, એની બૈરીને, એનાં છોકરાંને અને એની માલમત્તાને વેચી નાખી એમાંથી પોતાની રકમ વસૂલ કરવી. એટલે એ નોકરે નીચે પડી સાષ્ટાંગ પ્રણામ કરી કહ્યું: અન્નદાતા, થોડી ધીરજ રાખો તો આપની બધી રકમ હું ભરી દઈશ. એટલે એ નોકરના માલિકને

દયા આવી તેથી એને છોડી મૂક્યો અને એના દેવાની રકમ માફ કરી. પણ ત્યાંથી છૂટીને એ નોકર પોતાના જેવા એક બીજા નોકરને પોતે સો રૂપામહોર ધીરી હતી તેની આગળ ગયો. ત્યાં જાઈ એણે તેને પકડયો, તેની ગળચી ઝાલી, અને બોલી ઊઠયો કે મારા પૈસા ભરી દે. એટલે એના સાથીએ નીચા નમી એને આજીજી કરી કહ્યું કે થોડી ધીરજ રાખ તો તારી રકમ ભરી દઇશ. પણ પેલાએ જરાએ માન્યું નહિ; એણે તો જઇને તે પોતાની રકમ આપે નહિ ત્યાં સુધી તેને જેલમાં પુરાવી દીધો. આ વસ્તુ જ્યારે એની સાથેના બીજા નોકરોએ જોઈ ત્યારે તેમને ખુબ ખેદ થયો અને બનેલી બધી હકીકત તેમણે પોતાના માલિક કને જઇને કહી. એટલે એના માલિકે એને પોતાની પાસે બોલાવી મંગાવ્યો અને કહ્યું, એલા હરામખોર માણસ, તેં કાલાવાલા કર્યા એટલે મેં મારી બધી લેણી રકમ માફ કરી, તો પછી મેં જેમ તારા પર મહેરનજર રાખી તેમ તારે પણ તારી સાથે કામ કરતા નોકર પર મહેરનજર નહોતી રાખવી જોઇતી?'

(શ્લો. ૨૧–૩૩)

'ને વાત આટલી જ છે?' નેખ્લ્યુડોફ એકાએક મોટેથી બોલી ઊઠયો, અને તેના સમસ્ત શરીરસંચારી અંતર્યામીએ કહ્યું કે 'હા, આમાં જ બધું આવી જાય છે.'

અને નેખ્લ્યુડોફના જીવનમાં પણ આધ્યાત્મિક જીવન જીવતા મનુષ્યોનાં જીવનમાં બને છે એવું બન્યું. જે વિચાર પ્રારંભમાં પોતાને વિચિત્ર, વિરોધમય અથવા તો એથી પણ વિશેષ કેવળ મશ્કરી જેવો લાગેલો તે જીવનના અનુભવથી ફરી ફરીને સાચો પડતાં ને દૃઢ થતાં એને સાદામાં સાદા ને સાચામાં સાચા નિશ્ચિતાર્થરૂપે એકાએક પ્રતીત થયો. માણસોને પીડી રહેલા ભયંકર

માનેલી એવી કોઈ વસ્તુનું પોતાને ભાન થતું હોય ને એવી વસ્તુનું સમર્થન થતું હોય એમ એને લાગ્યું. એ વસ્તુનો ખરો સાક્ષાત્કાર એને અત્યારે જ થયો તથા એ વસ્તુ પર પૂરી શ્રદ્ધા પણ એને અત્યારે જ બેઠી. એને સાક્ષાત્કાર થયો ને શ્રદ્ધા બેઠી તે એટલી જ વાત પર નહિ કે માનવીઓ જો આ નિયમોને અનુસરે તો તેઓ પોતાના જીવનમાં શક્ય એવું ઉચ્ચતમ સુખ ભોગવે; પણ એને તો વિશેષમાં એ પણ સાક્ષાત્કાર થયો ને એવી પણ શ્રદ્ધા બેઠી કે માનવીઓનું એક ને અનન્ય કર્તવ્ય જ આ નિયમોનું પાલન કરવું એ છે, એમાં જ જીવનનો બુદ્ધિમાન્ય અર્થ રહેલો છે, એમાંથી ચલિત થવું એ ભૂલ જ છે અને એવી ભૂલને પરિણામે તરત જ અમુક સજા આવીને ઊભી રહે છે. આ વસ્તુ એ સમસ્ત ઉપદેશમાંથી ફલિત થતી હતી અને દ્રાક્ષલતાઓના વાડાની દૃષ્ટાંત-કથામાં એનું ઉત્કટ ને સ્પષ્ટ ઉદાહરણ મળતું હતું.

એ દ્રાક્ષલતાના વાડામાં કામ કરવા મોકલેલા ખેડૂતોએ એમ માની લીધેલું કે પોતાના ધણીને ખાતર જેમાં પોતાને કામ કરવા મોકલેલા તે વાડો તેમનો પોતાનો જ છે, અને એની અંદર જે કંઇ સામગ્રી હતી તે પણ પોતાને ખાતર ઉપજાવવામાં આવી છે, એટલે એ વાડાના માલિકને ભૂલી જઇ તથા એ માલિકનું સ્મરણ કરાવે એ સૌને ઠાર કરી તેમાં અમનચમન કરવું એ જ પોતાનું કર્તવ્ય છે, એમ તેઓએ માની લીધેલું.

'આપણે પણ આપણા જીવનના આપણને માલિક માનીએ અને એ જીવન આપણને અમનચમન માટે મળ્યું છે એમ માનીએ ત્યારે આપણે પણ એવી ભૂલ નથી કરતા ?' એવો વિચાર નેખ્લ્યુડોફને આવ્યો. 'કેમકે એ માન્યતા તો દેખીતી જ ભૂલભરેલી છે. આપણને મોકલ્યા છે તે કોઇકની ઇચ્છાએ અને કંઇક હેતુ સિદ્ધ કરવા માટે; છતાં આપણે નિશ્ચય જ કરીને બેઠા છીએ કે આપણે

તો કેવળ આપણા પંડના જ આમોદપ્રમોદ અર્થે જીવન ગાળવું. એનું પરિણામ અલબત્ત પેલા ખેડૂતો પોતાના માલિકની આજ્ઞાને નથી અનુસરતા ત્યારે આવે છે એવું માઠું જ આવે છે. બાકી માલિકની મરજી તો આ નિયમોમાં પ્રદર્શિત થએલી છે. માનવીઓ આ નિયમો સિદ્ધ કરે કે તરત જ પૃથ્વી પર સ્વર્ગધામ સ્થાપિત થઈ જવાનું, અને માનવીઓ પોતાના જીવનમાં શકય એવા ઉચ્ચતમ શ્રેયને પ્રાપ્ત કરવાના.

'"પહેલાં તમે એના ધામને ને એની ધર્મિષ્ઠતાને પ્રાપ્ત કરો. એટલે પછી આ બધી વસ્તુઓ તમને આપોઆપ મળી રહેશે." પણ આપણે તો આ બધી વસ્તુઓ જ પ્રાપ્ત કરવા મથીએ છીએ, ને પરિણામે તેની પ્રાપ્તિમાં આપણને સ્વાભાવિક રીતે નિષ્ફળતા જ મળે છે.

'ત્યારે આ રહ્યું મારું જીવિતકર્તવ્ય. એક કાર્ય માંડ પૂરું કર્યું ત્યાં તો બીજું શરૂ પણ થઇ ચૂકયું.'

તે રાતે નેખ્લ્યુડોફ સમક્ષ સર્વથા નૂતન જીવનનો ઉદય થયો, અને એનું કારણ એ નહિ કે એણે જીવનની કોઈ જુદી જ દશામાં પ્રવેશ કર્યો, પણ એનું કારણ એ કે તે રાત પછી પોતે જે કંઇ કરતો તેનો એને માટે નવો અને સર્વથા ભિન્ન એવો અર્થ રહેતો.

તેના આ નવા અવતારનું કેવું પરિણામ આવશે એ તો કેવળ સમય જ કહી શકે.

# મહત્વના મુદ્રણદોષો

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૩ | પર્ઝ | પર્સ |
| ૧૮ | ૯ | વચ્ચેતા | વચ્ચેના |
| ૨૯ | છેલ્લેથી ૬ | અગૂક | અચૂક |
| ૪૭ | ૧૮ | હોય છે. એક | હોય છે કે એ |
| ૫૨ | છેલ્લી | ઉપકારભરી | ઉપહાસભરી |
| ૭૪ | ૧ | વાળીઓળીને | વાળીચોળીને |
| ૧૨૭ | ૧૫ | ભાવી | ભાવિ |
| ૧૩૪ | છેલ્લેથી ૩ | મૂકવી | મૂકવા |

